બનામે યઝદાં.

# ફીરદોસી-શાહનામું.

તમામ

## ગુજરાતી રંગીન બએતોમાં

ભાગ ૩ જો

રચનાર.


રૂસતમ નઓશેરવાન માસતર

મુ તખલ્લુસ

બ

"આદીલ."



ઈ. સ. ૧૯૧૭.

કીંમત રૂા. ૨.

આ ફીરદોસી શાહનામું ગુજરાતી બએતોમાં ભાગ ત્રીજો, નંબર ૭૫, બજારગેટ સ્ટ્રીટ કોટ, મુંબઇ મધે આવેલા "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ"માં મી. અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે, અને ચીરા બજાર, તાડવાડી મધેથી મી૦ રૂસ્તમ નઓશેરવાન માસતરે પ્રગટ કર્યું છે.

## ( બએત. )

બનાંમે ખુદાવંદો પરવરદેગાર,
જે ગેતી મીનોઇનો છે કીરદેગાર.
શુરૂ જેના નાંમે દીબાચો કરૂ,
ને સનમુખ ભલા વાંચકોની ધરૂ.

## ( દીબાચો. )

શુક્ર યા ગેતીનાં ગેલવાદગર, ખલ્કનાં ખાવીંદ, સદ હઝાર શુક્ર તાહારી પાક જનાબમાં, કે તાહારીજ કરમ બક્ષીસથી આજ હું માહારૂં અદનાં ત્રીજુ વૉલ્યુંમ તમામ દીનદાર બસ્તે કુશ્તીઆંનોની ખીદમતમાં પેશ કરવાને ભાગ્યશાળી થયોછું.

માહારાં માનવંત ઘરાકોની જાણને માટેજ ફકત જણાં વાની રઝા લઉચકે માહારાં ૧લાં તથા બીજાં વોલ્યુમોનાં દરેક પાના ઉપર અગીઆર અગીઆર બએતો યાને બાવીસ બાવીસ લીટીઓનો સમાવેશ કરી લગભગ દર વોલ્યુમ દીઠ સવા બબે હઝાર બએતોનો સમાવેશ કીધો હતો. જ્યારે આએ માહારાં ત્રીજાં વોલ્યુમમા દરેક પાના દીઠ બાર બાર બએતો યાને ચોવીશ ચોવીશ લીટીઓનો સમાવેશ કરી લગભગ બે હઝાર છસોને એકવીસ (૨૬૨૧) બએતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તથા હવે પછીના પણ માહારા નીકળનારાં બાકીના વોલ્યુંમોમાબી એજ મુજબ ચાલુ વધારો થતો રેહેશે. કે જેથી કરી ફીરદોસીનું તમામ શાહાનામુ જલદીથી પુરૂ

કરી નાખવાની માહારી, તેમજ માહારાં કદરદાન વાંચક વર્ગની ઇચ્છા જલદી બર આવી શકશે.

માહારાં ઉમંગી વાંચકો, માનવંત બેહેનો, અને ભાઇયોને હું નમનતાઇ સાથે જણાંવવાની રજા લઊં છું, કે આવા ભયંકર દુકાળનાં સમયેમાં હરેક ચીજોની સાથે છાપાકળાની ચીજો પણ એટલી તો મોંઘી થઈ ગઈ છે કે તેવા એક બીકટ અઇયાંમમાબી હારી ન ખાતાં, હું જે માહારાં અદનાં વૉલ્યુંમો અકેક પછી ચાલુ બાહાર પાડતો રેહવાને ભાગ્યશાળી નીવડું છું. તે કંઇજ નહીં. પણ માહારાં મહરબાંન, કદરદાંન, ઘરાકો, કે જેઓએ પોતાનાં મુંબારક નાંમો, માહારાં દરેક વૉલ્યુંમો ખરીદવાને માટે આગમચથી રજીસટર કરાવ્યાં છે. તેઓનેજ આભારી છે. કે જેમ કરી તેઓએ ભવિષ્યમાં માહારાં બાકીનાં નીકળનારાં સંપુરણ વૉલ્યુમોનો રસ્તો અતીશયે સરળ કરી આપ્યો છે. જે માટે હું તેઓ સરવેનો ભારે આભાર માનું છું.

ખાસ કરી અત્રે માહારે ભાર મુંકી જણાવવું જોઇયે. કે માહારા આં બીકટ સાહાસમાં મને જો સંપુરણ મદદ, અને કીંમતી ટેકો, કોઇએબી આપ્યો હોય, તો તે આપણી કૉમના દીનચુસ્ત સખી વજુદ શેઠ હોરમસજી કાવસજી દીનશાહ એડનવાળા. એમ. વિ. ઓ. છે. કે જેઓ પોતાની હંમેશાંની માયાળુ રીત પ્રમાણે માહારાં દરેક વૉલ્યુંમોની (૧૨૫) સવાસો નકલો ખરીદી લઈ મને માહારાં કામમાં આગળ વધારવાની જે દીલોજાંની ભરી કુશીશ કરતા રહયા છે. તે માટે હું ખરાં અંતકરણથી એવણુ શેઠનો ભારે આભાર માનું છું.

મુંબઈની ઝરથોસ્તી જશંન કમિટી તરફથી પણ માહરાં દરેક વોલ્યુંમોની સો સો નકળો ખરીદ કરી મને જે ધરખંમ આંસરો એ મંડળ તરફથી મળતો રહયો છે. જે માટે એ મજકુર કમિટીનાં ઉમંગી અને કારસાઝી ભરેલા લાગતા વળગતાઓનો પણ હું ભારે ઉપકાર માનું છું.

આ માહરૂં ત્રીજું વૉલ્યુમ શ્રીએડનનાં શાહા સોદાગર મરહુમ સખી વજુદ, શેઠ કાવસજી દીનશાહા એડનવાલા સી. આઈ. ઈ. ને તેઓની કોમ તરફની અતીશયે ભલી લાગણી અને ઉંડી દીલસોઝીને માટે હું દીલોજાનથી અર્પણ કરૂં છું

ખાકસાર

**રૂસતમ નઓશેરવાંન માસતર.**

**"આદીલ."**

# સાંકળ્યું.

## નવદર.

## અફ્રાસેયાબ.



## ઝવ.



## ગર્શાસ્પ.

## કયકોબાદ.



## કયકાઊસ.

# કર્તા તરફનાં બે બોલ.

**બએત.**

શુકર લાખો તાહારાં યા રબ કીરદેગાર,
જો પડયું છે ત્રીજું આં વૉલ્યુંમ બહાર.
મદદ મુજને માલીક તેં કીધી મુંદામ,
તો થઈ માહારી મુંશકીલો આસાં તમામ.
જુંકાવ્યુંચ મુંસીબતનાં મયેદાનમાં.
ભરૂસો છે મુંજને તું યઝદાનમાં.
આસાંન તુજ કરશે આ રંજ ભરી રાહ,
ઉમીદ પાર કરશે તું ગેતી પનાહ.
હવે હયાંથી વાંચક તું આગળતો વાંચ,
કવિની કવિતાઈ શકિત તો જાંચ.
લખાયું ઘણું ને બોલાયું અપાર,
શાઅર ફીરદોસીને માટે બેશુમાર.
કે જે માટે બોલું છું ટૂંકમાં લગાર,
તે સમજીને વાંચક તું કરજે વિચાર.
આ શાહાનામું છે જેનું જગ આશકાર,
ઝબાં શીરીં મઝમું છે રંગી અપાર.
બોલેબોલ છે જેનો ગોંહર સમાન,
ફીદા જેપર ગોંહરબી છે બેશુમાન.

કદી વાંચે દુબળા, બને નરે શેર,
કદી વાંચે ઓરત, બને તે દીલેર.
કદી ઝઇફ વાંચે, બને તે જવાન,
કદી જવાંન વાંચે, બને પહેલવાન.
શીરીં ફારસી માંદરી છે ઝબાન,
છે અંજાણ જેથી બસ્તે કુશ્તીઆન.
જેને માટે તરજુમો ગુજરાતી આય,
ગોહર ફીરદોસીનાં બોલે બોલ ગણાય.
કીધોચ અતી રંજ અને ગંજે તૈયાર,
તો વાંચકો વાંચો ને વંચાવો યાર.
કરો તે નેઆંગાનોનાં નામો યાદ,
જે વાંચે તમારી ઊધરતી ઓલાદ.
કે રાખે એતેકાદ દીન પર મુંદામ,
ને ચાલે વડીલોને પગલે તમામ.
તથા નિતી રીતી ને પ્રિતી અજીત,
શીખે ભલા ભાવે ગુણોની ગણીત.
ફરી જેથી કહું છું કરીને અરજ,
કે શાહાનામું વાંચવું ગોયા છે ફરજ.
તો વાંચો ને વંચાવો ઘરઘર દરેક,
બનાવો ભવિષ્યની ઓલાદો નેક.
કે નિવડે આ ગેતીમા એવાં અશો,
બને તેઓ શ્યાવક્ષનાં જેવાં અશો.

આંમીન, આંમીન.

**રૂસતમ નઓશેરવાન માસતર**
**"આદીલ."**

**શ્રી એડનનાં શાહ સોદાગર સખીવજ્જુદ મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડન વાલા સી. આઈ. ઈ. ને તેંમણી ભલી અને પવિત્ર યાદમાં આં માહારૂં અદના વૉલ્યુંમ હું માન સહીત અર્પણ કરૂં છું.**

---

શ્રી એડનનાં શાહ સોદાગર નાંમેવર,
શેઠ કાવસજી દીનશાહ એડનવાલા નર.
જે કૉમે ઝરથુશ્તીનો તુરરો ગણાય,
સદા હાજતમંદોને દેનારો સ્હાય.
ગરીબોનો બેલી, ખરો ખએર ખ્વાહ,
થયો પુરેપુરો સખાવતનો શાહ.
બેકારોને રોઝી, લાચારોને ધંન,
દીધાં નિશધારોને વસત્રો ને અંન.
દીલે હતો દર્યા દયાનો ઝબર,
રહયો જેની કીર્તીનો ડંકો અમર.
પરોપકારી, વિરળો, અને પરગજ્જુ,
ફરઝનું ફરઝ જેંણે, કીધું રજ્જુ.
થયો એવો ધરમી સકરમી તમામ,
ગયો મુંકી અંમર આં ગેતીમાં નામ.
ફીદા જે અશોઇ પર હતો રાત દીન,
અશો જેનાં રૂહ પર હઝાર આફરીન.
એવા માહાંન નરની શેવામાં ધરૂ,
સુંજ અદના આં વૉલ્યુંમ, ને અર્પણ કરૂ.

**રૂસતમ નઓશેરવાન માસતર**
**(આદીલ)**

# નવદર.

નવદરની પાદશાહી સાત વર્ષ હતી, નવદરનું તખ્ત ઉપર બેસવું અને તેનું મીનોચેહેરની રાહ રસમથી ફરવું તથા સામનું તેને પાછું રાહ ઉપર લાવવું.

હવે વાત નવદરની શાહીની કર,
કે વિટ્યું ઝમાનાથી શું તે ઉપર.
શાહા નવદરે પાળ્યો સોગે પીદર,
કોલાહ શાહી કીધી સનીથી ઉપર.
નજુમીઓએ ગ્રહ જોયા તેના બસ,
ને ઠેરવ્યો સારો પછી એક દીવસ.
મીનોચેહેરના તખ્ત ઉપર બેસી દરબાર,
ભરી દિધાં લશ્કરને દીરમ દીનાર.
કે ઇરાનના દાનાઓએ તખ્ત પાસ,
સર ધર્યાં ખાકમાં એકક પછી ખાસ.
હમારો તું શાહા હમો બંદા મુંદામ,
ભર્યાંચ દીલ દીદા તાહારી મેહેરે તમામ.

કીનાનો ગુરજ નહીં ઉંચકશે આ વખ્ત,
તો નાબુદ થશે આં ઝમીનપરથી તખ્ત.

પુગું નામું સામે નરીમાનની પાસ,
તો ખેંચી જીગરથી સરદ હાય ખાસ.

મુરગ઼ બાંગ દેવાને વખ્ત બાંમદાદ,
કે દરગાહથી ઉઠયા નગારાંના નાદ.

ખેંચ્યું કર્મસારથી એક લશ્કર જો ખાસ.
ઢંકાયો જેથી લીલો દર્યો તે પાસ.

બે મંઝીલની એકજ કરી માંપી રાહ,
ને શાહે ઈરાં પાસે લાવ્યો સેપાહ.

ઈરાંનીઓ પાંમ્યા ખબર આં જે વાર,
દોડ્યા સામ પહલવાંની નઝદીક તે વાર.

જ્યારે તેઓ જઈ પોંહચ્યા સરદાર પાસ,
રેવાઝ મુજબ ચુંમી ઝમીન ત્યારે ખાસ

પ્યાદા તેઓ સરવે દીલેર સામ પાસ,
ગયા અને વાતો કીધી સર્વે ખાસ.

નવદર માટે સામને કેહતા જણ હરેક,
કે ફર્યોચ તે ગેતીની રાહાથી દરેક.

છે તાજદાર નવદર આં બેદાદગર,
કે કમ અકલે ગુમ કીધીચ રાહે પીદર. ૪૪૪

ને થઇચ તેના કામોથી ગેતી વયરાન,
રોશન તાલે જુફતું થયુંચ તેનું માન.

નથી આવતો દાનઇની તે રાહ ઉપર,
ખુદાઇ નુર થયુંચ દુર તેથી ઝબર.

શું છે સામ પેલવાન બાહદુર અગર, ?
બેસે તેઝ બુદ્ધીથી આં તખ્તપર

નસીબથી તેના ગેતી આબાદ થાય,
તેનુંજ છે ઈરાનબી અને તખ્ત આય.

બજાવશું હમો બંદા તેનું ફરમાન,
ફીદા કરશું તેની વફામાં આં જાન.

બોલ્યો એવું સમજીને સામે સવાર,
પસંદ કેમ કરે આપણું કીધું દાદાર ?

કે નવદર આં શાહી અવલાદનો અગર,
બેઠોચ તખ્તે બાંધી કમરબંદ કમર.

ત્યારે શું ઘટેચ લેવું શાહી ને તાજ ?
ન કોઈબી પણ સમજે એવી વાતો આજ.

ને વાતોબી ઝાહેરમાં બોલવાને એ,
શું સરદારોમાં કોઇને હીંમ્મતબી છે ?

જો બેટી મિનોચેહેર શાહાની અગર,
પેહેડી તાજ હતે સોનેરી તખ્તપર. ૪૪૫

તેના પગની રજ માહરો ટકયો થતે,
ત્યાંથીજ તેણીને જોઇ ખુશી થઈ જતે.

ફર્યુંચ દીલ પીદરની રસમથી સખત,
નથી થયો એ વાતે લાંબો વખત.

નથી કાટ હજી ખાધો લોઢાંએ આય,
કે સાફ જેને કરવામાં મુશકેલી થાય.

નુર પાછું લાવીશ ખુદાઇ સરશ,
તેની માયાના સઉને ગરકી કરશ.

બોલ્યો નવદર એ સમજી અય નામદાર,
તાહરા કેહવા માફક હું વર્તીશ અપાર.
પસ્તાઉ છું હું માહારાં કીધાંથી ઝબર,
કરશ દીલથી મેહેર હવે સર્વે ઉપર. ૪૪૮
પેહેલવાંન નાંમેવરનાં મુંબારક કદમ,
થી થઇ ફરી ગેતી જવાં દમ બ દમ.
પ્રકાશ્યો નવદર ફરીથી તખ્ત પર,
બેઠો દબદબા સાથે આરાંમ અંદર.
ખુશીની બનાવી એક મહેફીલ તેવાર,
કીધો હફતો એક વાજાં મએથી પસાર.
ઉભો થયો જહાં પહલવાં તેની પાસ,
રજા પાછો ફરવાની લેવાને ખાસ.
શીખામણ દીધી નવદરને બેશુમાર,
ભલી નેંક વાતોની દઈ યાદ અપાર.
મુંબારક ફરીદુન હોશંગ શાહરીઆર,
તથા મિનોચહર તખ્ત શોભાવનાર.
ચાલ્યા દાદ સખાવતથી ગેતી અંદર,
નિગાહ હરગેઝ કીધી નાં બેદાદી પર.
બદીથી તેના દીલને ફેરવી લીધું,
તે નસીહત પર નવદરે ચાલવું કીધું.
દીલે સરદારો તેઝ બનાવી લીધાં,
કે ન્યાય અને અન્યાય સ્વીકારતાં કીધાં.
કેહવા જોગી વાતો આં સઘળી જે વાર,
કહી શાહાને, ગરદન કશોને તે વાર. ૪૪૯

સર્પાવ નવદરી લઈ રવાંના થયો,
કે તાજ, વિંટી, ને તખ્ત, લઇને ગયો.

ગુલામો ને ઘોડા ઝરીની લગામ,
નેં પુર લાલો ગોંહર સોંનેરી બે જામ.

ગયો વખ્ત કંઈ ફરતાં આંસ્માને સહી,
જો કે દીધાં નવદરને સુખ શાંતી નહી.

ગયાં સાલ સાત તેની શાહીનાં જ્યાર,
કે આવી તે બાહદુરની પડતી તે વાર.

## મિનોચહરના મરણથી પશંગનું વાકેફ થવું અને તેનું નવદરની લડાઈ માટે લશ્કર મોકલવું.

હવે શાહ મિનોચેહરના મોંતની ખબર,
તુરાંનના સર્દાર સુધી પોંહચી ઝબર.

ને નવદરના ના લાયક કામોનું બેયાન,
એકાએક પુગુ શત્રુને બેગુમાન.

એ સમજી પશંગ તુર્કીઓનો સરદાર,
કરવા લાગો ઈરાંનથી જંગનો વિચાર.

પીદર ઝાદશામની કીધી કંઇ બડાઇ,
ને તુરનીબી કેટલીએક તારીફો ગાઇ.

મિનોચેહરનાં કામ અને લશ્કરને કાજ,
ને પેહેલવાંનો, સર્દારો, કેશ્વરને કાજ.

પછી ફ્રેઓજનાં નામદારો મુંદામ,
તેડાવ્યા બુઝર્ગો મુંલકના તમામ. ૪૫૦

જેવા અખ્રીરસ ગ઼રસીવઝ બારમાન,
કલ્બાદ જંગી ગુસ્સા ભર્યો સિંહ સમાન.

સરદાર વેસે સિંહની ચુંગાલનો અપાર,
પશંગના જે લશ્કરનો સીપેહસાલાર.

તથા બેટો જહાં પહલવાં અફ્રાસેઆબ,
ને તેડ્યો, આવ્યો તુત પાસે શીતાબ.

બોલ્યો વાત તુર સલ્મની કહી મુંદામ,
કે યઝદાંબી જાંણેચ આં કીનો તમામ.

[1] દેમાગ઼ જોશ ખાતું નથી જેને સર,
તેને માટે છુપી નથી એ ખબર.

શું કીધુંચ ઇરાંનીઓએ આંપણી સંગ,
સદા બાંધીચ કંમર બદી ઉપર તંગ.

કીનો ઝઇફ તુરનો હું ચાહુચ તમામ,
જુસ્સાદાર શાહ સલ્મ ઝઇફનો મુદામ.

આવ્યોચ ગુસ્સાથી કીનો લેવા વખત,
ખુંને ચશ્મથી ચેહેરો ધોવા સખત.

હવે કહો છો શું આપો છો શું જવાબ ?
મુબારક વિચાર કંઈબી આપો શીતાબ.

પીદરને કેહેવે મગ઼ઝે અફ્રાસેયાબ,
ઊછળ્યું, દીલ આવ્યું તેઝીમાં શીતાબ. ૪૫૧

બાપ પાસ ઝબાં કરવા લાગ્યો ઝબર,
કીને રાખી પુર દીલ કમરબંદ કમર

૧–ભેજું.

કે શેરોની જંગને છું લાયકનો હું,
હુમનબર્દ ઈરાંની સર્દારીનો છું.

ઉઠાવતે અગર આદશમ તેગ સહી,
તો ખ્વાર એવી ગેતી છોડી જતે નહી.

કીનો લેવા બાંધતે કમરબંદ ઝબર,
તો નાં કરતે શાહી કોઇ ઈરાંન ઉપર.

વડીલ ગયાચ છોડી જે કર્યા વગર,
કીનો લેવો, જંગ કરવી, ને ફન, ઝબર.

ફાળે આવ્યુંચ મુંજ તેઝ શમશીરને તે,
શોરો કયાંમતનો વખત માહરો છે.

આવી તેઝી મગઝે પશંગમા તેવાર,
અફ્રાસ્યાબનું કદ સીધું જોયું જે વાર.

ખભાં સિંહની બાઝુ ને હાથીનું બર,
તથા પડતો પડછાયો માઇલો ઉપર.

તલવાર ગોયા કાપનારી તેની ઝબાન,
અને દર્યા દીલ, હાથ વાદળ સમાન.

તો ફરમાવ્યું જંગની તલવાર ખેંચે આય,
પશંગની સેપાહ સંગ ઇરાંન ઉપર જાય. ૪૫૨

કે જોય કોઈ સરદારી લાયક પીસર,
છે રાસ્ત તે જો ઊંચકે ખુરશેદ સુધી સર.

કારણુ મોંત પછી રેહેચ નિશાંની ઝબર,
જેથીજ તેને દાનાઓ કહે છે પીસર.

એમ બોલી ચોખુટ જમાવ્યું લશ્કર,
કીધી ફઓજ તૈયાર સહી નાંમેવર.

પશંગ પાસેથી આવ્યો અફ્રાસેયાબ,
દીલ કીને પુર ઉસ્કેરાયલો શીતાબ.
ભર્યો દર ખઝાનાનો ખોલ્યો અપાર,
બક્ષેસ ફ્ઓજને દઈ કીધું સઉ તૈયાર.
તૈયાર થયો સામાન જંગનો જેવાર,
આવ્યો અઘીરસ મેહેલે સલ્લા દેનાર.
વિચારવંત દીલથી ગયો બાપ પાસ,
કે ખ્યાલ કરવો એ કામ દીલનું છે ખાસ.
કહયું તેને કે અય દાંનીશવર પીદર,
બાહાદુરીથી તુરકોમાં થયલા અફ્સર.
ઈશાંનથી થયોચ ગુમ મિનોચહર મુંદામ,
પણ છે ફ્ઓજી અફ્સર નરીમાનનો સામ.
શુ કેશવાદ શુ કારન છે જંગના કરનાર,
અનજુમનના તે સીવા કંઇ નામદાર. ૪૫૩
તુ જાણેચ કે ઝઈફ તુર અને સલ્મ પર,
શમશીરકશ વરૂથી શુ વિટયુંચ મગર.
વડીલ ઝાદશમ ફ્ઓજે તુરાંનો શાહ,
જેની લાગતી આંસ્માને માહથી કોલાહ.
બોલ બોલ્યો નહીં એ વિષે જે મુંદામ,
સુલાહ વખ્ત લીધું ના કીનાનું નામ.
બેહતર થશે ચુપ રહીયે આંપણ આં પલ,
પડશે ઘેલાપણથી મુલકમા ખલલ.
પશંગે દીધો એમ પીસરને જવાબ,
દેલાવર મગરમચ્છ છે અફ્રાસેયાબ.

શીકારને દીવસ છે જે એક શેરે નર,
લડઇને દીવસ છે એક હાથી જબર.

વડીલનો કીનો નબીરે લીધો નહી,
ખલલ હોય જો બુન્યાદે તેની તો સહી.

જવું જ જોઇયે તે સાથે તુનેબી યાર,
દેવા હર ભલી ભુંડીમા નેંક વિચાર.

કરચળી જો વાદળના કપડાંથી જાય,
અને ભીનું જંગલ જો વરસાદે થાય.

ને કોહ જંગલે ચારો ઘોડ઼ાનો ખાસ,
દીલેરોની ગરદનથી થાય ઊંચા ઘાસ. ૪૫૪

અનાજે થાય ગેતી લીલોતરી ભરી,
ત્યારે કરજો જંગલમા છાવણી ખરી.

શાદ દીલ લીલોત્રી ને પુલથી થજો,
સેપાહ આંમુલના જંગલે લઈ જજો.

દેહેસ્તાંનને નાલ નિચે છુંદજો ખુશાલ,
હુમલો કરજો, ખુંનથી પાણી કરજો લાલ,

મિનોચેહેર લડવાને એજ જગો પાસ,
થી, આવ્યો તો તુરપર કીનો લેવા ખાસ.

હુયાંથીજ સેપાહ કાળાં વાદળની મીસાલ,
હુમો સાથે લડવા આવીતી ખુશાલ.

એજ નિશાંનીથી તમો પણ મુદામ,
ઉડારો ધુળ શત્રુના સરની તમામ.

પનાહ હતો ઇરાંનના લશકરની સખ્ત,
સનગાર જેથી પાંમ્યાંતાં તાજ અને તખ્ત.

ઇરાનથી થયોચ ગુમ તો ડરવું શું કામ,
બાક઼ી રહેલા એક મુંઠ્ઠી ખાક છે તમામ.

નવદરથી મુંજ દીલને નથી કંઈબી ડર,
કે નવદર જવાંન છે નથી પુર હુંનર.

લડવું પડશે જંગી કારનથી ખબર,
કેરસાસ્પ અંજુમનનો પેહેલવાં દીગર. ૪૫૫

ફ્તેહ પાંમો કીનાના મયેદાં અંદર,
બેહુ ઇરાં ઝમીનના સરઅફ્રાઝ પર.

વડીલના રવાંન ખુશીમાં ચુર કરો,
દુશમનોનાં દીલ આંતશે પુર કરો.

કહયું નામ ઉઠાવનારે, નામવરની પાસ,
કે ખુન રેડશ ભારી હું કીનામા ખાસ.

## અફ્રાસેયાબનું નવદરની લડ઼ાઇ માટે આવવું.

પોશાક જેવું જંગલ થયું ઘાસે તર,
તુરાંની દીલેરોએ બાંધી કંમર.
બીજે દીન સુરજ જ્યારે આવ્યો ઊપર,
આવ્યા જોશમા કીનો લેનારા નર.
વગાડયાં હાથી પરથી કાંસાંના [૧]કુસ,
બની ગેતી લશ્કરની ધુળે [૨]અબનુસ.
આવી ફ્ઓજ તુર્કી ને ચીની મુંદામ,
ગુરઝદારો ખાવર ઝમીનના તમામ.
જેની હદ કે ગંત્રી હતી ના સહી,
જવાન [૩]બખ્ત નવદરનુંબી રહ્યું નહી.

૧–નગારાં ૨–સીયાહ રંગ ૩–નસીબ.

પોંહચ્યું જ્યારે લશ્કર તે જૈહુનની પાસ,
ખબર થઈ એ પીસે ફરીદુનને ખાસ.

નવદર પામ્યો કીનાંખોરોની ખબર,
સેપાહ તેડી હર રાજ્યમાંથી ઝબર. ૪૫૬

નગારૂ ઠોકી ફઓજ જંગલમા ખાસ,
લાવ્યો સર્વે લશ્કરને જૈહુનની પાસ.

કે પાદશાહાનું લશ્કરબી આવ્યું મુંદામ,
મુંબારક મેહેલથી મયેદાંને તમામ.

કીધાં મોંઢાં રાહે દેહેસ્તાંન યાર,
લડ઼ાયક કારન જેનો સીપેહસાલાર.

પછાડી હતો. શાહા નવદર મુંદામ,
એની એજ વાતો થતી થામેથામ.

સેપાહ જ્યારે પોંહચી દેહેસ્તાંની પાસ,
જણાંયો ના જેનાંથી ખુરશીદબી ખાસ.

કે તંબુબી નવદર શહનશાહનો ખાસ,
ઉભો કીધો જંગલમાં ક઼િલ્લાની પાસ.

દેહેસ્તાંનમા થઈ લડ઼ાઈ તેવાર,
થોડ઼ાજ વખ્તના વીસાંમા બાદ યાર.

અર્માન અંદર અક્રાસેયાબ હતો જે,
ચુંટયા બુઝર્ગોમાથી સરદારો બે.

ખઝ઼રવાન જંગી બીજો શમાસાસ,
સવારો દીધા જેને લશ્કરથી ખાસ.

પેહેલવાં લડાયક એવા ત્રીસ હઝ઼ાર,
લડાઈ કરવાને માટે ચાલ્યા સવાર. ૪૫૭

કીધાં ઝાબુલેસ્તાં તરફ મોંહ મુંદામ,
ફર્યાં કીનો દસ્તાં પર લેવા તમામ.

ખબર થઈ ગુઝર્યોચ નરીમાનનો સામ,
ને રોકાયોછ ઝાલ દોખ્મું કરવા મુંદામ.

ખુશાલ જેથી અફ્રાસેયાબ થયો સખ્ત,
જોયું ખ્વાબથી થયેલું બીદાર બખ્ત.

કે ચાલ્યો ને આવ્યો દેહેસ્તાંની પાસ,
અને તંબુ ખેંચ્યો તેની સાંમો ખાસ.

સવારોની ધુળથી તેનાં આય જહાન;
ને આફ્તાબબી છુપ્યો તે વાતે નિદાન.

કરે કોણ તેની સેપાહનો શુમાર,
હઝારને ગણી લેજે ચારસો તું વાર.

ઝમીન રેતી પાહાડ આવ્યાં જોશમાં તમામ,
જંગલ કીડી તીરથી ઉભાયું મુંદામ.

શાહ નવદરના એક લાખ ચાળીસ હઝાર,
હતા પુરે પુરા લડાયક સવાર.

અફ્રાસેયાબે જોયું તે લશ્કર જેવાર,
રાત પડતાં દોડાવ્યો સાંઢણી સવાર.

ને નામું એક મોકલ્યું પશંગપર ખાસ,
કે નેંક વખ્ત ધારેલો આવ્યો છે પાસ. ૪૫૮

જો ગણ્યે કુલ નવદરના લશ્કરને યાર,
તો ધરશું જેને ગોયા છે જે શીકાર.

ગયોચ સાંમ પણ શાહાની પાછળ સહી
જે આવશે કદીબી આ જંગમાં નહી.

ઈરાંનીમા તેનોજ હતો મને ડર,
ગયો તે તો વેર લેશું ઇરાન ઉપર.

તેનું દોઝખું બાંધવા પડયોચ ઝાલઝર,
તે જંગ માટે પગભર નથી સર બ સર.

શમાસાસ ઝાબુલમાં કેવારનો જઇ,
બેઠો હશે ગેતી ફીરોઝ તાજ લઇ.

હર કામે તક શોધવી છે નેક રાહ,
હુંશ્યાર મર્દ દોસ્તોની લેવી સલાહ.

કામ વખ્ત કાયર બને કોઇ યાર,
મળે તક નાં તેવી તેને વાર વાર.

ઉડી ગઇ ખબર સાંઢણી ગોયા ખાસ,
ને પોંહુચી ખુરશેદ જેવા સરદાર પાસ.

સહવાર પડી કોહોને મથાલેથી ખાસ,
તલાયાઓ આવ્યા દેહેસ્તાંની પાસ.

હતાં બંધે લશકરો બબે ફરસંગ,
કે જંગના સનગાર અને અસબાબો સંગ. ૪૫૯

## બારમાંનનાં હાથ ઉપર કોબાદનું માર્યો જવું અને બંધે લશકરના ટોળાં વચ્ચે લડાઇ.

હતો તુરકી એક નામે બારમાન યાર,
જે કેહેતો સુતેલાંને રહો ખબરદાર.

તે આવ્યો ને લશ્કરની કીધી તપાસ,
ને જોયો શાહ નવદરના તંબુને ખાસ.

આવ્યો ફ્ઓજે તુરાંના સરદારની પાસ,
લશ્કર ને દરબારની કહી વાતો ખાસ.

કહયું તેને [1]અફ્સરને આવી મગર,
છુપો કયાં સુધી રેહેશે આંપણો હુનર.

હુકમ આપે શાહા તો મીસાલે [2]પીલંગ,
લડું જઇને દુશમનના લશકરની સંગ.

મુંજ હુમલાની ચતરાઇ જોશે અગર,
ન પેહેલવાંન કેહેશે કોઇને મુંજ વગર.

કે બોલ્યો ત્યારે અગ્રીરસ અક્લમંદ,
આં બારમાનને પોંહુચે અગર કંઈ [3]ગઝંદ.

તો સરદારોના દીલબી ટુટી જશે,
ને કામ આપણુ લોકોનું ભારી થશે.

જો મર્દ એક સાધારણ ચુંટી કઢાય,
કે જે બાદ પસ્તાવું હરગેઝ ન થાય.

થયું મોહ પશંગના બેટાનું ગરમ,
અગ્રીરસના બોલવાથી આવી શરમ. ૪૬૦

કહયું બારમાનને ગુસ્સા ભર્યા ચહર,
ચઢાવ ચીલ્લો કમાંને પેહેડી બખતર.

થશે સરફરાઝ અંજુમનમા તમામ,
નહીં પડશે નખ અને દાતોનું કામ.

ગયો બારમાન જંગના મયદાંને યાર,
ને કાવેના કારનને માર્યો પુકાર.

૧–સરદારને, ૨–વાઘ, ૩–હાણી.

કે છે નામી લશ્કરનો કોણ નાંમદાર,
તે આવી કરે જંગ મુંજથી આ વાર.

નીગાહ કીધી કારને જંગીઓ પર,
કે લશ્કરથી કોણ આવેચ જંગને ખાતર.

જવાબ મલ્યો નહીં નાંમદારોથી આંય.
મગર ઝઈફ જંગી કોબાદના સીવાય.

થયો દાંના સરદાર ગમગીન ઝબર,
તે ભાઈના બાહાર પડવાથી સર બસર.

ગુસ્સાથી આવ્યાં આંસુ આંખો અંદર,
થયો ગુસ્સે જંગી તે લશ્કર ઉપર.

કે આટલા લડાયક નરોમાંથી યાર,
શું આવે એક બુઢ્ઢો લડાઈ માટે બાહાર.

કોબાદથી કારનનું દુઃખી દીલ થયું,
દીલેરોની વચ્ચે તેંણે એંમ કહયું. ૪૬૧

કે થઈ છે હવે તાહારી એટલી ઊમર,
તો હાથ ખેંચવો જોઇએ છે જંગથી ઝબર.

આં બારમાન જેવા આસુદા નરથી એક,
જે ખુશ દીલ જવાન અને ખીલ્તો છે છેક.

જે છે નરે સિંહ જેવા દીલનો સવાર,
આફતાબ સુધી છે જેની કીર્તિ અપાર.

મુંબારક તું સરદાર છે નાંમેવર,
છે શાહાનો આધાર તાહારી સલ્લાહ ઉપર.

થશે લાલ ગર ખુનથી બાલો સુફીદ,
તો થાશે દીલેરો આં કુલ નાંઉમીદ.

શીકસ્ત આંય જંગ મયેદાંને થઈ જશે,
દુ:ખી દીલ ભલું ચાહુનારાંના થશે.

નઝર કર કે જંગી તે કારનને ખાસ,
તેનો ભાઇ શું કહે છે લશ્કરની પાસ.

જવાબ આપી તેને એંમ બોલ્યો કોબાદ,
દીધીચ પુરી આં ફર્તાં આસમાને દાદ.

સમજ ભાઈ કે મઓત માટે છે તન,
કોલાહુ માટે છે મારૂ સર ને ગરદન.

મુંબારક મિનોચહુરના અંમલથી હું,
ટવળતો દીલે આજ દીંન માટે છું. ૪૬૨

જતો નથી જીવતો કોઈ આંસમાને યાર,
પણ ઈન્સાન તો છેજ આંય મોંતનો શીકાર.

આં શમશીરે કોઇ માર્યો જાય છે તેવાર,
કે બેહુ લશ્કર જોશ અંદર આવેચ જેવાર.

છે તન ગીધ ને વિક્રાળ સિંહને ખાતર,
છે નેઝા ને તેઝી તલવાર માટે સર.

ભરાએચ વખ્ત બીજાનો બીસ્તર ઉપર,
જવુંચ આપણને તો કશા શક વગર.

હું છોડી જઈશ બોહુળી આં દુન્યાં અગર,
તું કાયમ તો છે જંગી ભાઈ નામેવર.

મરણ બાદ મેહેરબાંની કરજો અપાર,
ને શાહી એક દોખ્મું બનાવજો તૈયાર.

ગુલાબ કસ્તુરી ને કપુર છાંટી સર,
મુંજ તનને સદાની આરામગાહ ઉપર.

મુંકી અને રેહેજો તમે શાંત પુર,
ભરૂસો ધરી પાક રબ પર ઝરૂર.
લીધો નેઝો હાથ એટલું બોલીને હાલ,
આવ્યો જંગમાં મસ્ત હાથી મીસાલ.
કહ્યું બારમાને તે જંગીને ખાસ,
ઝમાનોજ તુને લાવ્યો છે માહારી પાસ. ૪૬૩
તુને તો આં જંગથી રેહેવું હતું દુર,
પુરો તુને કીધોચ વખતેજ ઝરૂર.
દીધો બારમાંનને કોબાદે જવાબ,
કે દાદ આપીચ આંસ્માને પુરતી શીતાબ.
બીજો આવે તુંજ જગે લડ્વાને સહી,
તો તે અને તું ટકશો પલબી નહી.
કહી કાળા ઘોડાને ડપટાવ્યો યાર,
તેઝ દીલને આપ્યો વિસાંમો લગાર.
સહવારથી તે સાંજ સુધી લડયા ઝબર,
ને ઝોર અઝમાવવા લાગ્યા એક બીજા પર.
ફતેહમંદ થયો શેવટે બારમાન;
આવી તેને દોડ્તો લડ્ઇને મયદાન.
માર્યો નેઝો કોબાદની કંમરે યાર,
ગયો નિકળી તેના કમરબંદની પાર.
ઉંધે મસ્તક પડયો ઘોડા પરથી જે,
ગયો શેર દીલ ઝઈફ સરદાર તે.
અફ્રાસેયાબ પાસ આવ્યો બારમાં ખુશાલ,
સંતોશ મગ્ઋરી લઈ ખીલેલા બે ગાલ.

સર્પાવ તેને દીધો એવો તે વખત,
ન આવી શકે ખ્યાલ કોઇને તુરત. ૪૬૪

અજબ થયું લશ્કર એ જોઇ બેશુમાર,
તે સાંકળ સોનેરી કમરબંદ ને હાર.

ને તે સાથે બાલી, શાહી તાજ, સહી,
કોઇ રૈયતે સરદારથી મેળવેલું નહી.

ગયો માર્યો તે ત્યારે જંગી કારન,
કીધો હુમલો લશ્કર ચલાવી તદન.

બે લશકરો બે ગોયા દર્યાએ ચીન,
આવી જાણે [1]જુંમબીશમાં સારી ઝમીન.

લડાયક તે કારન ધસી આવ્યો પાસ,
અને તે તરફ તુર્કી લશ્કરથી ખાસ.

સર અફ્રાઝ જંગી ગરસીવઝ મુંદામ,
આવી લાગો લઈ સાથે લશ્કર તમામ.

ઘોડાઓનાં ખંખાર ને ગર્દે સેપાહ,
થી ઉગતો ન ખુરશીદ, દેખાતો ન માહ.

હીરાઓના જળકાતવાળી તલવાર,
ને લોહી પાયેલા ભાલાઓબી આબદાર.

ઉંચે ધુળ ચઢેલીમા [2]અબ્રેપુરાબ,
ઉપર છોડતો હીંગરો ગોયા આફતાબ.

ડંકાના શોરે મગ્ઝ વાદળનું ચુર,
તલવારોનો જીવ હીંગરા જળથી ભરપુર. ૪૬૫

જે તરફ કારન જો ડપટાવતો અસ્પ,
ચમકતી ત્યાં શમશીરો આઝરગોશસ્પ.

૧—જોશમાં ૨—પાણીથી ભરેલાં વાદળ

હીરામાંથી પરવાળાં પડતાં નિદાન,
પરવાળાં શું ? કીનામા વરસાવતી જાન.

અફરાસેયાબે જોઇ એવી કારનની રાહ,
ઘોડો છોડી તે તરફ ખેંચી સેપાહ.

પડી રાત કોહોથી ત્યાં વેર કીધી જંગ,
ન દીલ આવ્યાં કીનાથી કોઈના બતંગ.

લીલા રંગના પોશાકમાં ખુરશીદ જે વાર,
છુપાયો, સીયાહ રાત નીકળી તે વાર.

બની ગેતી ગો સુરતે અહુરેમન,
ખોલ્યું કાળાં આસ્માની સાંપે [1]દહન.

થઇ શબ સીયાહ કારને [2]જંગવાર,
તુર્કી સેપેહસાલારથી પાંમ્યો કરાર.

ફર્યા પાછા, લઈ ખુંન ભર્યાં જીગર.
જુદી થઈ સેપાહ એક બીજાથી અગર,

સેપાહ તુર્કીની મારી ગઇ બેશુમાર,
પચાસ હઝાર ઈરાંનીબી નામદાર.

કારન ફર્યો પાછો લડઈગાહથી ખાસ,
તો લશ્કર ચલાવ્યું દેહેસ્તાંની પાસ. ૪૬૬

ને તંબુમાં નવદરનાં આવ્યો તે વાર,
હતું ભઈનાં ખુનથી જીગર બેકરાર.

જોયો તેને નવદરે વર્સાવ્યું આબ,
ઉજાગ્રાના પાંપણોમાંથી શીતાબ.

તે બોલ્યો કે સાંમે સવારના મરન,
થી નાં એટલી ગમગીની થઇતી કોઈ દન.

૧–મોઢું ૨–જંગી.

રવાંને કોબાદ રેહેજો ખુરશીદ મીસાલ,
તુંને મળજો ગેતીથી ફાયેદો વિશાલ.

આં ગેતીની એવીજ છે રાહો રસમ,
કે એક દહાડો ખુશી બીજે દહાડે ગમ.

ફ઼ઝાનો ન પર્વરીશથીબી ઉપાય,
ન ધર્તી પર પાળનું છે ઘોરના સીવાય.

જનમ્યો છું જ્યારથી હું બોલ્યો કારન,
ફ઼ઝાને સોંપ્યુંચ મુંજ હુંનર ભર્યું તન.

ફરીદુને કોલાહ મુંકી માહારે સર,
કે એરચનો કીનો હું લઉં સર બ સર.

હજુર નથી છોડ઼્યો કમરબંદ જે,
નથી છોડ઼ી ફ઼ઓલાદી તલવાર મેં.

કે હોશ અ઼ક઼લમંદ નર ગયો ભાઈ તે,
સરંનજાંમ શેવટ એ માહારોબી છે. ૪૬૭

ખુશાલ જીવજે તું કે આજે થયેલી જંગ,
થી આ઼જેઝ બની ગીયોચ પીસ્સે પશંગ.

ઘણું લશ્કર માર્યું ગયું તેનું જ્યાર,
તો લશ્કર બોલાવ્યું અનામત તેવાર.

જોયો મને જો ગુરઝે ગાવ્યાંની સંગ,
તો આવ્યો મુંજ નઝદીક તે કરવાને જંગ.

એવો ધસ્યો હું તેના મોંઢાંની પાસ,
કે આંખ સાંમે આવી ગયો તેની ખાસ.

કીધું જાદુ જંગમા તેંણે મુંજ ઉપર,
અંધારૂ થયું રોશન આંખે ઝબર.

પડી રાત દુનીયાં અંધારી થઈ,
બાજુ માહારી કુટવાથી થાકી ગઇ.

આવી ગયો ગોયા ઝમાનો આંખર,
હવા વાદળ નિચે છવાઇ ઝબર.

પાછું ફરવું પડયું લડઇગાહથી ત્યાર,
જોઇ ધૂળ સેપાહની ને રાતનો અંધકાર.

આસુદાં તે બેહુ તરફી લશકર થયાં,
ફરી બીજે દહાડે તે લડવા ગયાં.

## અફ્રાસેયાબ અને નવદરના લશ્કરની બીજી વારની લડાઇ અને નવદરનું હારવું.

સીયાહ કપડાં ફાડયાં જો રાતે રંગીન,
રોશન થઈ સુરજના કીરણથી ઝમીન. ૪૬૮

સીતારાના શાહે બલુ પરદે ખાસ,
થી બાહાર પાડયો પીલાં સોનાનો પ્રકાસ.

ઈરાંની ઉભા ખેંચી સફ [1]એદીરંગ,
ખરેખરી કરવાને બાદશાહી જંગ.

નગારાંના શોરો કર્નાયના પુકાર,
થી ધ્રુંજવાને લાગી ઝમીન બેશુમાર.

અફ્રાસેયાબે જોયું તે લશ્કર જેવાર,
તો સફ ખેંચી સાંમે આવીને તેવાર.

૧—દગર ધારતીએ.

સવારોની ધૂળથી એવી થઈ જહાન,
કે ખુરશીદ થયો અસ્ત ગો બેગુમાન.

ચાલી ઘર પકડ બેહુ ટોળાં દરમ્યાન,
કહાં. પાહાડ છે ને કહાં બેયાબાન.

વળગ્યું એક બીજાંને લશ્કર ખુશાલ,
ને ખુંન રેડાયું વહેતી નદ્દી મીસાલ.

જતો જ્યાંબી કારન દીલેર બેગુમાન,
ત્યાં લોહીજ વેહેતું હતું તે જંગને મયદાન.

ને જ્યાં પડતો અફ્રાસેયાબ પહલવાન,
ત્યાં વેહેતી હતી નદી ખુંનની મયદાન.

કે નવદર સેપાહની હરોલમાંથી ખાસ,
આવી ઉભો તે જંગ ચાહાનારા પાસ. ૪૬૯

તો નેઝાથી નેઝા મેળવ્યા મુંદામ,
ને ભાલાથી ભાલા ભેરવ્યા તમામ.

ના લપટે એમ સાંપોબી એકકની સંગ,
શું શાહોની તે કદી હોય એવી જંગ?

એંમ કરતાં આવી સીયાહ રાત પાસ,
ફતેહમંદ પશંગનો થયો બેટો ખાસ.

થયા ઝખ્મી ઈરાંનીમા બેશુમાર,
ને ચાલુ રહી પેલી તરફ જંગ યાર.

ફેરવ્યાં મુંખ તેઓએ થઇને લાચાર,
છોડી ગયા જંગલમાં તંબુ અપાર.

થયું ગ઼મથી નવદરનું દીલ દર્દમંદ,
કે ધૂળ નાંખી તાજ ઉપર બખ્તે બુલંદ.

નગારાંના શોર બંધ પડયા મયદાન,
તેડાવ્યો પોતા પાસે તુસને નિદાન.

કે તુસ ગોસ્તહમ બંધે સાથે ગયા,
હાય અફસોસે ગ઼મ ભરેલા થયા.

બોલ્યો થાય છે દુઃખ કેવું મુંજ દીલને આંય,
થોડું બોલતો ને થોડું રડતો તે હાય.

યાદ કીધી શીખો પીદરની ઝબર,
હાય ભર્યે લબ લોહી ભર્યે જીગર. ૪૭૦

કહયું હતું તેંણે કે તુર્ક અને ચીન,
થી લશકરો આવશે આ ઈરાં ઝમીન.

થશે તાહારૂ દીલ તેઓથી દર્દમંદ,
અને તાહારાં લશ્કરને પુગશે ગ઼ઝંદ.

ઝ઼ાહેર થઇ છે શાહાની તે વાતો મુંદામ,
કે જીત મેળવી છે દુશમનોએ તમામ.

ન વાંચ્યાંતાં નાંમવરોનાં નાંમા કોય,
કે તુરાંથી એટલી સેપાહ આવી હોય.

તમો જાવો જલ્દીથી પારસમા આજ,
લેવા કુલ કબીલાના માણસો કાજ.

લઇ તેંમણે [1]ઝાદકોહને રસ્તે મગર,
પોંહચાડો તમે અલબોરઝ પાહાડ પર.

હમણાં તમે એસ્ફહાંન રસ્તે જજો,
અને આંપણાં લશ્કરથી છુપા થજો.

કે તમ કામે દીલ તેમણાં ટુટી જશે,
ગ઼મી પર ગ઼મી વળી ઝેઆદા થશે.

૧—પાહાડનું નામ.

કે તુઝમે ફરીદુનનાં એક બે જવાન,
કદાચ બચે ભારી આં લશ્કર દરમ્યાંન.

ન ધારતો ફરી તમને જોઇશ હું નિદાન,
કારણ રાત એકજ છે જંગનું મયદાન. ૪૭૧

રાત દહાડો જાસુસો રાખજો તમામ,
હુશ્યારીથી કરજો આં ગેતીનું કામ.

અગર આપે લશ્કર જો બુરી ખબર,
સીયાહ થયોચ જળકાટ શાહી ઝબર.

તો દીલ ઉપર કરતાનાં તેનો [૧]મલાલ,
બુલંદ ચક્ર ચાલેચ હંમેશ એમીસાલ.

કે એકને તે માટીમા લઈ જાય છે,
તો એક શાહી કોલાહથી ખુશ થાય છે.

ઝખમથી કે ગેબી કઝા એક સમાન,
તડપવું ઝરાનું પછીથી આસાન.

શીખામણ દીધી ઘટતી કેટલીક અપાર,
પછી હાથ બાદશાહી લંબાવ્યો યાર.

બગલમાં લીધાં બેહુ ફરઝંદો ખાસ,
વર્સાવતો શાહ પાંપણથી પાણી તે પાસ.

નવદર રહયો ને ગયા તુસ ગોસ્તહમ,
થયું ગમથી દીલ દર્દમંદ દમ બ દમ.

---

૧–રંજ.

## ત્રીજીવાર અફ્રાસેયાબ સાથ નવદરની જંગ અને નવદરનું દેહીસ્તાંન તરફ નાહાસવું.

દીવસ બે આસાયશ તે ફઓજે લીધી,
ત્રીજે ગેતી ખુરશીદે રવશન કીધી.

રહયો ધીલ કરવા ન શાહાનો વખત,
પડી જંગ કરવી લાચારે તુરત. ૪૭૨

ધસ્યો ફઓજે નવદર પર અફ્રાસેયાબ,
ગો જોશ કરતો દર્યા યા નદ્દીનું આબ.

નિકળ્યા તે છાવણી અંદરથી પુકાર,
કર્નાય હીંદી ઘંટોના શોર બેશુમાર.

નગારાં થયાં શાહાના તંબુની પાસ,
કે સર ઢાંકયાં ફઓલાદી કોલાહુથી ખાસ.

અફ્રાસેયાબનાં તંબુની અંદર સહી,
ઝરા કોઇનેબી ખ્વાબ આવ્યો નહી.

સારી રાત લશ્કરની ત્યારી કીધી,
તલવાર અને બરછી સજાવી લીધી.

ને હયાંથી તે ત્યાં સુધી પેહેડી બખ્તર,
ગુરઝ હાથ લઈ સર્વે ચાલ્યા ઝબર.

જણાંતા ના ડુંગર કે પાહાડો મેદાન,
ઉભી સફ સમારી સેપાહ બેગુમાન.

કલબગાહામાં ગોઠવાયો કારન તેવાર,
કે શાહ અને લશ્કરનો થાય મદદગાર.

ડાભી તર્ફ શાહાની દીલેર તલીમાન,
સીધે હાથ નસ્તુહ ને શાહપુર જવાન.
પેલી તર્ફ અફ્રાસેયાબે દીલેર,
સેપાહ જેંણે ગોઠવી છે માંનીંદે શેર. ૪૭૩

ડાભી ફ્ઓજે બારમાં હુવાની મીસાલ,
કે ચંમટીમા તીર લઈ ફ્ઓલાદી ખુશાલ.
સીધી ખેંચી સફ બંધે લશ્કરે જ્યાર,
તો પીત્તલની કર્નાયના ઉઠયા પુકાર.
સહવારથી કે અસ્ત થયો ખુરશીદ તે પલ,
દેખાતા ના પાહાડો કે દર્યા જંગલ.
ગો વધતું દીલ શમશીરોનું બેશુમાર,
ઝમીન ઘોડા નિચેની કરતી પુકાર.
પડયો સાંયો નેઝાનો ધર્તી પર જ્યાર,
કે આવી ગઇ નઝદીક શહનશાહની હાર.
નિચે પડતું જેમજેમ ગયું તેનું બખ્ત,
ગયા ઉંચે ચઢતા તુરકીઓ તે વખ્ત.
ને શાહાપુર અને હતો નસ્તુહ જે ગમ,
કે વિખ્રાયું ટોળું તે ગમ દમ બ દમ.
મુવો ત્યાં સુધી ઉભો શાહાપુર મગર,
સીયાહ, બખ્તે ફીરીં થયું સર બ સર.
કંઈ નામવર ઇરાની સેપાહના ગયા,
મુવા કંઈ લડઈગાહમા ઝખ્મી થયા.
એ હાલત જોઈ શાહા અને કારને જ્યાર,
કે જંગમા સીતારો નથી બનતો યાર. ૪૭૪

તો જંગી તુરકીઓનાં ટોળાંથી ખાસ,
ચાલ્યા તેઓ સીધા દેહેસ્તાંની પાસ.

ને કીલ્લો દેહેસ્તાંનો ઘર્યો તે વાર,
હતી રાહા ન બીજી થવાને પસાર.

થતી જંગ તે રાહામા રાત દહાડો સખ્ત,
ને એમ કરતાં નિકળી ગયો કંઈક વખ્ત.

ભરાયો તે કીલ્લામા નવદર તે વાર,
ન જઈ શકતો જ્યાં કોઇબી જંગી સવાર.

અફ્રાસેયાબે કીધા સવારો તૈયાર,
લીધો લાભ તે જંગની ઢીલનો અપાર.

કીધો એક તુરકી નામેવરને યાદ,
કરૂખાંન અફ્સર વેસેની ઓલાદ.

ફરમાવ્યું જેથી ગયો પારસ દરમ્યાંન,
કરી નિચું સર ધરી રાહ બેયાબાંન.

કારણ કે ત્યાં ઇરાંનીઓના છે ઘર,
દુઃખી માણુસ જાય છે ઘરેજ સર બ સર.

જાણ્યું કારને અફ્રાસેયાબે સખત,
મોકલ્યું છે લશકરને રાતને વખત.

અદેખઈ ને જુસ્સો દુઃખી દીલે ખાસ,
ચિતાની મીસાલ આવ્યો નવદરની પાસ. ૪૭૫

ને બોલ્યો, જો, શાહે તુરાં જવાંન નર,
કરેચ શાહે ઇરાંથી શું? કર નઝર.

લશકરના કબીલા તરફ સર બ સર,
મોકલ્યું છે લશકર તેંણે બહુ ઝબર.

ધરી લેશે આંપણો ક઼બીલો અગર,
તો નાંમોશી આવશે દીલેરો ઉપર.

શરંમથી થશે મઓત તેંમણાં તતકાલ,
કરૂખાનની જંગમાં જવુંજ જોઇયે હાલ.

ખોરાક વેહેતું પાણી છે તું માટે ખાસ,
સેપાહુબી છે તન મન દેનારી તું પાસ.

હુકમથી તુંજ બખ્તે ફતેહુમંદ શાહુ,
ધરૂ તુરકી દુશમનની દુમબાલે રાહુ.

તું રહે હયાં ઝરાબી ન દીલ તંગ કર,
આંસાન થશે આફ્તત આં જંગની તું પર.

ઘટે બાહદુરી ત્યાં તું કરજે મુંદામ,
કારણ શાહુ જો હોયતો દીલેરજ તમામ.

સેપાહુ જંગી લઈ જવા માંગુચ નિદાન,
કરૂખાનની જંગમા ગો તીરે કમાન.

કહયું નવદરે ઠીક નથી આં વિચાર,
નથી ફ્ઓજ માટે તું જેવો સાલાર. ૪૭૬

કુતુંબ માટે ગોસ્તેહમ ને તુસ ગયાચ,
નગારાંના શોરો જેવારથી થયાચ.

પોંહુચી જશે જલદી ઝનાનખાના પાસ,
ઝરૂર જોગો કરશે ઈનતેઝામ ખાસ.

દલીરો ને ગરદન કશો અઇફ નર,
ગયા ખ્વાબ કરવાની જગ્યા ઉપર.

શરાબને કીધો ત્યાં બેઠા બાદ યાદ,
કીધું દીલ થોડીવાર ગ઼મથી [1]આઝાદ.

[1]–મોકળું.

થયો મસ્ત જો નવદરે શાહરીઆર,
ગયો પરદામાં દીલ કરી કીનાદાર.

ને જંગી ઇરાંની દલીરો સવાર,
ગમ ભર્યા દરગાહમાંથી આવ્યા બાહાર.

ગયા સરવે તે બાદ કારનને સ્થાન,
હતી આંખો બહમનના વાદળ સમાન.

કીધી ગુફતગુ હર તરેહની મુદામ,
અને એજ ઠરાવ ઉપર આવ્યા તમામ.

પારસ તરફ આંપણે જવું જોઇયે હાલ.
બદલવો ન જોઇયે કદીબી એ ખ્યાલ.

ઇરાંની સેપાહનો કબીલો જે વાર,
બુરા શત્રુને હાથ પડશે તે વાર.

ઝનો ફરઝંદ તુરકીનાં કએદી થશે,
વગર જંગે ભાલા જીગરમા જશે.

જંગ માટે કોંણ ધરશે નેઝાને હાથ,
કોંણ બેસશે આસાયશ આરાંમો સાથ.

મળી સાથે કારન શીદુશ કેશવાદ,
કીધી તેઓએ કંઈક મસ્લહતો યાદ.

કે ગઈ રાત વીટી જો અરધી જેવાર,
થયા સઉ દલીરો જવાને તૈયાર.

તો કારન લડાયક ગયો તે વખત,
પોતા સાથે લશ્કર એક લઇને તુરત.

સહવાર પડતાં દીલથી બની નાઉમીદ,
આવ્યા કીલ્લા પાસ જેને કેહતા સુફીદ.

એણી બાજુ ગઝદહમ હતો ફીલ્લેદાર,
દલીરો હતા જેની સાથે હુશ્યાર.
કે ત્યાં દેઝ તરફ બારમાં લઈ સેપાહ,
બેઠો હાથી પહલવાંનો સંગ ઘેરી રાહ.
દુઃખી જેનાથી જંગી કારન ઝબર,
બની બાંધી ભાઈનાં ખુનથી કંમર.
ને કારને ભીડયાં લડઈના હથ્યાર,
કીધી હલ્લા માટે સેપાહને તૈયાર. ૪૭૮
જવીતી સેપાહ બારમાન પાસ થઈ,
એટલે ધસ્યો કારન સીધે હાથ જઈ.
તે પાછળ ગયા તેના પેહેલવાં તમામ,
પારસ તરફ મોંઢાંઓ કીધાં મુંદામ.
દીલેર બારમાનને પડી એ ખબર,
આવ્યો સાંમો સિહની મીસાલે ઝબર.
જોયો કારને ઉસ્કેરાયલો જેવાર.
તેને જંગમા ધૂળ વચ્ચે લોહીનો રેડનાર.
તો બારમાનથી ભીડયો તે સિંહ જેવો સખ્ત,
ન કંઈબી દીધો કાવાદાવાનો વખ્ત.
આવી પાસ ઉંચકયો તેંણે હાથ યાર,
કીધો યાદ રબ ફર્યાદે પોંહચનાર.
માર્યો નેંઝો તેનાં કંમરબંદ ઉપર,
ટુટા જેથી તેના સાંધા ને કંમર.
ઉંધો પડયો ઘોડાની પીઠથી મુંદામ,
પ્રકાશીત સુરજ સીયાહ બન્યો તમામ.

નિચે ઉતરી કાપ્યું તેના તનથી સર,
બાંધ્યું ઝીનથી પીલતન દીલેરે ઝબર.
પડયો તે પછી તેના લશ્કર ઉપર,
માર્યાં તેના પેહેલવાંનો કંઈ નામેવર. ૪૭૯
ટુટાં દીલ તેની ફ્ઓજનાં કુલ મુંદામ,
મળી એક બીજાથી ને નાંઠા તમામ.
પારસ તરફ ચાલ્યો તે પોતે સરદાર,
કે લઇ નામવર ફ્ઓજ જંગી અપાર.

## નવદરનું કારનની પછાડી નાહાસવું અને તેનુ અફ્રાસેયાબના હાથમાં પકડ઼ાવું.

જાણ્યું નવદરે ગયો કારન જો હાલ,
ચાલ્યો તેની પાછળ તે સિંહની મીસાલ.
તે નાહાસ્તો કે બદ દહાડ઼ાથી છુટી જાય,
ફલક તેને પગ નિચે કચડ઼ે ન આય.
પડ઼ી જો અફ્રાસેયાબને એ ખબર,
કે જંગલ તરફ તે ગયોચ સર બ સર.
તો દોડયો તે લશ્કર જમાવી તમામ,
ગયો જોશ કરતો તે પાછળ મુંદામ.
તે શાહ પાછળ આવ્યો ઘણો પાસપાસ,
જોયો હાલ હવાલ જંગ લાયકનો ખાસ.

વિચાર કરવા લાગ્યો તે રાહાની અંદર,
કે હાથ આવે કેમ તાજે શાહીનું સર.
સીયાહ શબથી કે ઉગ્યો જો આફ્તાબ,
લડયો ત્યાં વેર નવદરથી અફ્રાસેયાબ.
દીલેરોની ધૂળથી સીયાહ થઇ જહાન,
ને પકડાયો નવદર સેવટ બેગુમાન. ૪૮૦
પશંગના બેટાએ ધર્યો કંમરબંદ,
અલગ કીધો ચિત્તાના ઝીનથી બુલંદ.
તે પોતે ને બારસો હતા નામેવર,
ગો જગ્યા ન તેંમણી હતી ધર્તી પર.
ઘણાં રસ્તો શોધીને નાહાસી ગયા,
ન કએદી કોઈ દાંમે બલામા થયા.
બંધ ભારીમાં ફઓજ કએદી કરી,
બુલંદ બાદશાહ સંગ લાવ્યો ધરી.
કદી તાહરો મીત્ર ફલકબી બને,
તો પણ તેનું ચક્ર આં પીસસે તને.
બુલંદી ને તાજો તખત દે છે એજ,
નિરાસી ને રંજબી પણ આપે છે તેજ.
તે દોસ્તબી બને છે ને દુશમનબી સખ્ત,
કબી મગ્ઝ આપેચ તો કોટલું કોઈ વખ્ત.
બુલંદ દેશે દરજો ગો અફ્લાકમાં,
પણ આંખર તે નાંખશે તુને ખાકમા.
સંભાળજે આં ગેતીમાં બાંધતો ના દીલ,
ન તેની તરફથી તું રેહેતો ગાફીલ.

કારણ ગેતી ચંચળ એક બાઝીગર છે,
કે હર પળ નવીજ બાઝી ખેલે છે જે. ૪૮૧

પતાલથી લાવેચ એકને માહાતાબ ઉપર,
નાંખેચ એકને માહાતાબથી ખોહની અંદર.

અક્રાસેયાબે ફરમાવ્યું તે બાદ અગર,
શું ખોહ પાહાડ જંગલ કે પાણી અંદર.

શોધી કાહાડો કારન લડાયકને આય,
ને જો જો કે લશ્કરથી છટકી ન જાય.

આં ડર ભરી જગ્યાથી કયાં તે ગયો,
કીનો લેવાં મુંજ સાંમો કેંમ ના થયો.

તો જાણ્યું કે આગમજથી તેતો ગયોચ,
કબીલાને કાજે દુઃખી દીલ થયોચ.

અગર કહી જો બારમાન સાથની ખબર,
કે કેંમ નાંખ્યો ઘોડાથી ઝમીન ઉપર.

તો સમજી અક્રાસેયાબ દીલગીર થયો,
ને દાંતોથી હાથ કડવા મંડી ગયો.

પછી બોલ્યો વેસેને એમ નામવર,
કે દીલ સખ્ત બેટાનાં મઓતથી તું કર.

લડવા ઉતરેચ કાવેનો કારન જેવાર,
તો નેઝાથી ચિત્તો ડરે છે તેવાર.

હવે જજે તુ તાહારા બેટાની પાસ,
કરી ફઓજ જંગી તેયાર એક ખાસ. ૪૮૨

ગયો વેસે તુરકી તે સીપેહસાલાર,
ને સંગ નામવર ફઓજ કીનો લેનાર.

કારન પાસે જઈ પોંહુચે તેની પ્રથમ,
દીઠો તેંણે બેટાને પડયો બેદમ.
ને પહલવાંનો ફ્રુઓજે તુરાંના દીલેર,
પડેલા તે રાહમા જોયા ચારો મેર.
નગારૂ ઉંધું જુંડો ફાટેલો હાલ,
કફન લાલ સમ ચેહરો ચંદ્રુસ મીસાલ.
જોઈ વેશે ગ઼મગીન થયો બેશુમાર,
થયું ચાક દીલ તેના ગ઼મથી અપાર.
ને વર્સાવ્યાં આંખોએથી ગર્મ આબ,
કારન પુઠે ડપટાવ્યો ઘોડ઼ો શીતાબ.
દીલેરો અને મરદે તુરાં સેપાહ,
કારન પુઠે દોડ઼ી ધરી તેની રાહ.
ગયો વેસે વેહેતાં પાણીની મીસાલ,
ગો આફ્તને વરસાવી ગેતીમા હાલ.
ખબર પોંહચી કારનને વેસેની જ્યાર,
કે આવેચ ફ્તેહ ફીરોઝી સાથે યાર.
ઝાબુલ તરફ મોકલાવ્યા અ઼રબી સવાર,
પોતે ગયો દુન્યાંને રોશન કરનાર. ૪૮૩
દીલેર વેસે બેટાના દુઃખથી નિદાન,
પારસ તરફ દોડ઼યો હવાની સમાન.
કારન ચાલ્યો પારસથી જંગલ અંદર,
તો ધૂળ તેને દેખઈ ડાભા હાથ ઉપર.
દેખાયો તેઓમાથી જુંડો સીયાહ,
હતો તુરકી સરદાર પેશે સીપાહ.

તો બેહુ તર્ફથી સફ સમારી નિદાન,
દીલેર પહલવાંનોબી પડયા મયદાન.

નઝર તુર્કો પર કીધી કારને જ્યાર,
ઇરાની જોયા સાંમાનોને હથ્યાર.

જાણ્યું કે ઈરાનીઓનું શું થયું,
ગયા જાંનો કેમ સઉ પુરૂ થઈ ગયું.

ઈરાની તખત તેને હાથ આવ્યું યાર,
પશંગના બેટાની ઇચ્છા પડી પાર.

[1]સફે ફઓજથી વેસેએ એંમ કહયું,
બુઝર્ગીનું તાજો તખત ધૂળ થયું.

કન્નુંજથી તે સરહદે કાબુલ તલક,
તથા દરે બોસ્તાંથી ઝાબુલ તલક.

દરેક ચીઝ હુમારા છે હાથો અંદર,
ચીતાર માહરાં તખ્તોના છે મેહેલોપર. ૪૮૪

છુટી કયાં લેવાનો છે આરામગાહ,
જો પકડાયો છે કએદ ખુદ બાદશાહ.

કહ્યું કારને વેસેને બસ તું કર,
વખત વિના કોઈબી ન પાંમતું ગુઝર.

વખત આવ્યો તંગ ત્યારે બન્યું આં કામ,
ગમો રંજ અલમથી ન હાસીલ મુંદામ.

શેવટ એજ છે ફરતાં ફલકનું તમામ,
તાહારી પ્રીતબી તોડશે કોઈ વેળા મુંદામ.

થયો છે અગર કએદ નવદર શાહા,
કીધોચ ફરતાં આસમાને જેને તબાહા.

૧ ફઓજની હરોળથી.

તો એજ દહાડો તમનેબી બતલાવશે,
વખત બલકે એથી બુરો લાવશે.

કહયું કારનને કે બુરાં બખ્તે ખાસ,
લીધુંચ તાજો તખ્ત અને ગંજ તમો પાસ.

છે તુજ શાહાના દુશ્મન ઝમાનો ઝમીન,
બેદાર બખ્ત સુસ્ત થયુંચ તાહારૂ યકીન.

હું તેજ કારન છું એવો દીધો જવાબ,
કાંમળ વેહતાં પાણીમાં પાંથરૂચ શીતાબ.

કંઈ દહેશત યા વાતે મોકળાવ્યોતો નહીં,
તુજ બેટાથી લડવાનેજ આવ્યોતો અહીં. ૪૮૫

કીધું ઠંડુ દીલ કીનો લઇ તે ઉપર,
છું તુજથી લડી કીનો લેવા હાઝર.

બતાવીશ એક હાથ તુને આજે હું એમ,
કે બતલાવે છે મર્દ પહલવાન જેમ.

પછી ઘોડા ડપટાવ્યા તેઓએ યાર,
અને ખુબ કર્નાયનાં ઉઠયા પુકાર.

ઉડી જમણે ડાબે ત્યાં ગર્દે સેપાહ,
હવાનું ન મોઢું કે ના રોશન માહ

વળગ્યા તેઓ એક બીજાને ખુશાલ,
વહયું ખુંન વેહેતી નદીની મીસાલ.

લડયો વેસેથી જંગી કારન જેવાર,
કે જંગથી ગયો નાહાસી વેસે તેવાર.

ઘણા એક દીલેરો ગયા જાંનથી,
નાંહાસી ગયો વેસે જંગ મયદાંનથી.

કીધો માહાત વેસેને બખ્તે જેવાર,
દીલેર કારને પુઠ ન પકડી તેવાર.
ગયો વેસે જો પાસે અફ્રાસેયાબ,
હતી બેટાનાં દુઃખે આંખો પુરાબ.

## ઝાલ અને મેહરાબ સાથનું શમાસાસ અને ખર્ઝવાંનનું દાસ્તાન.

પુર અરમાન નીકળેલું પેલું લશ્કર,
કીના ભર્યું થઇ આવ્યું ઝાબુલ અંદર ૪૮૬
જૈહુન નદી પાસથી ગયો શમાસાસ,
શીતાબીથી ચાલ્યો તે સીસ્તાંનની પાસ.
ખઝરવાંન લઈ [1]તેગઝન ત્રીસ હઝાર,
ને તુરાંની નાંમીચા [2]ખંજરગુઝાર.
ગયો નદી હીરમંદ તલક [3]બેદીરંગ,
બુલંદ બખ્ત અને ગુર્ઝો તલવાર સંગ.
પીદર માટે ઝાલ સંગ રંજો મહન,
કરતો હતો દોખ્મું ગુરાબેને વન.
શહર અંદર પહલવાન મેહરાબ હતો,
હરેક વાતે હુશ્યારો બેખાબ હતો.
કે મોકલાવ્યો કાસદ જેંણે તેની પાસ,
જે આવ્યો શમાસાસની પાસ ખાસ.

૧–તેગના મારનારા ૨–ખંજરના મારનારા ૩–વગર દહેશતે.

ઉતર્યો તે આવીને છાવણીની પાસ,
મેહરાબ તર્ફથી કહી દોઆઓબી ખાસ.
કે તુરાંની લશ્કરનો હોશ્યાર શાહ,
ધરાવજો જાવીદાંન સુધી કોલાહ.
ઝોહાક તાઝીથી છે હમારી ઓલાદ,
આં શાહીથી હરગેઝ નથી હમો શાદ.
સબંધ રાખી એ લોકથી બંચાવ્યો જાન,
સીવા એનાં ચારો ન જોયો નિદાન. ૪૮૭
કે હાલમા હું અત્રે વસુ છું મુંદામ,
અને માહારા હાથમાં છે ઝાબુલ તમામ.
ગયો હયાંથી દસ્તાન ગ઼મગીન જેવાર,
કરવા દોઝ્મું સામેસવારનું તૈયાર.
છે દીલ શાદ મુંજ તેના ગ઼મથી અપાર,
હું ચાહુંચ ન જોઉ મુંખ કદી તેનું યાર.
તું નામેવર પેહેલવાંથી માંગુચ વખત,
સવાર તેટલાં સાંઢણીનો મોકલુંચ તુરત.
એક જલદી જનારો દાંના મર્દ ખાસ,
રવાંના કરૂ હું અફ્રાસેયાબ પાસ.
કે વાકે઼ફ તે મુંજ મનની વાતોથી થાય,
ને ટુંકમાજ તેને સઉ સમજ પડી જાય.
હદયો તેને લાયકનો મોકલીશ મુંદામ,
તે ઉપરાંત પાદશાહાને લાયક તમામ.
જો કેહવાડયું તેંણે કે આવ માહારી પાસ,
તો જઈ તખ્ત પાસે ઉભો રેહવશ ખાસ.

માહરી પાદશાહી તેને સોંપી દઈશ,
અને તેનાથીજ હું દીલે શાદ રહીશ.

તું પેહેલવાંનના તનનેબી દેવશ ન રંજ,
જમાવેલો હર રીતનો મોકલીશ હું ગંજ. ૪૮૮

કીધું દીલ હયાં પહલવાંનનું એ રીતે બંદ,
ને ત્યાં ચારો હાથ ધરવા કીધું પસંદ.

સવાર એક દોડાવ્યો તુરત પેશે ઝાલ,
કહયું બાલો, પર, કર પરંદાં મીસાલ.

ને દાસ્તાંનને કેહેજે તેં જોયુંચ જે યાર,
ન કર આવવા સર ધવડે તેટલીબી વાર.

કે આવ્યાચ બે પેહેલવાંનો કરવાને જંગ,
સેપાહ તુર્કી સંગ ગોયા જંગલી [1]પીલંગ.

કે ફૌજ ખેંચી હીરમંદ ઉપર જ્યારથી,
મેં પગ તેંમણાં બાંધ્યા છે દીનારથી.

જો આવવામા ઢીલ કરશે પલબી એકાદ,
તો બર આવશે દુશમનની સરવે મુંરાદ.

તે ક઼ાસદ આવી પુગો દસ્તાંની પાસ,
કે દીલ તેનું તપ્યું આંતશ જેવું ખાસ.

જો દસ્તાંને સાંમે સમજ્યો પેગ઼ામ,
કહયું બાંધો ઘોડ઼ાને ઝરરીન લગામ.

અને ચાલ્યો પહલવાંન મેહેરાબની પાસ,
લડ઼ાયક સેપાહ લઈને દોડ઼તો તે ખાસ.

કીધી તેંણે કુચ રાત અને દહાડો ખાસ,
ને એંમ કરતાં આવ્યો તે લશ્કરની પાસ. ૪૮૯.

૧-વાઘ.

મેહરાબને તેની જગે જોયો જેવાર,
તો જોઈ અક્લ દાંનઈ તેને સર અપાર.

તે બોલ્યો શું છે હવે લશ્કરનો ધાક,
ખઝર્વાં શુ ચીઝ ફકત એક મુંઠી ખાક.

પછી કીધું શેહેર તરફ મોંઢું તેવાર,
તે [1]નામજોય શહર અંદર આવ્યો જેવાર.

કહયું એમ મેહરાબને એ નર અક્લમંદ,
કીધેલો હરેક કામોમાં તું પસંદ.

કે જઇ અંધારી રાતમાં હુ ઝબર,
ખુંની હાથ મારૂ એક દુશમનો પર.

જેથી થાય તે વાકેફ હું આવ્યોચ ફરી,
દીલેર દીલે આવ્યોચ કીનાવર ઠરી.

કમાં સખ્ત લટકાવી બાઝુ ઉપર,
લીધો તીર એક ગોયા શાખે શજર.

છે પહલવાંનો કયાં જોયું ફેંકી નઝર,
સીધો તીર ચઢાવ્યો કમાંની ઉપર.

ત્રણ ફેંકયા તીર ત્રણ જગાની ઉપર,
પોકાર જેથી ગડબડનાં ઉઠયા ઝબર.

કે ગઇ રાત થઇ ભેગી દીનમાં સેપાહ,
તો સઉએ કીધી પેલા તીર પર નેગાહ. ૪૯૦

તે બોલ્યા આં તીર ઝાલેઝરનો છે બસ,
કમાં નહીં ચઢાવતો એવી કોઇ શખસ.

કહયું શમાસાસે અય સિંહ ખઝર્વાંન,
ન તું કરતે ઢીલ જો લડ઼ઇને દરમ્યાંન.

[1]-નામનો ઉઠાવનાર.

તો નાં રેહેતે મેહરાબ ન લશ્કર ન ગંજ,
ન પોંહચતે ઝાલેઝરથી આપણને રંજ.

આંપણ માટે જંગ એવી આવતે નહીં,
સેપાહ શત્રુ આંપણી પર લાવતે નહીં.

ખઝર્વાં કહે આખર એકજ છે તન,
નથી તન પોલાદી, કે નાં એહરેમન.

તેની જંગથી દીલ તાહારૂં તંગ તું ન કર,
ધરૂંચ હમણાં તેને મુંજ હાથો અંદર.

હું ઝીન ઉપર જીવતા રેહેવા દઈશ નહી,
તેને ને ઇરાંની દલીરોને સહી.

## ઝાલ સાથ ખઝર્વાંન અને કલબાદની લડાઇ અને તેના હાથ ઊપર તેઓનું માર્યા જવું.

બુલંદીથી રોશન થયો સુર્ય જ્યાર,
નગારાંના શોર ઉઠયા મયદાંને યાર.

નગારાં સંગ કર્નાયના, શેહેરની અંદર,
ઉઠયા હીંદી ઘંટોના શોરો ઝબર.

લડઇના તુરત ઝાલે ભીડયાં હથીઆર,
ગોયા ગર્દ બન્યો ઘોડા પર સવાર. ૪૯૧

બેઠી તેની સરવે સેપાહ ઝીન ઉપર,
ભવા ગુસ્સા ભર્યાં કીના ભર્યું સર.

સેપાહ ખેંચી મયેદાંને આવી તેવાર,
કાઢયા તંબુઓ અને હાથીને બાહાર.

સેપાહ આવી સનમુંખ સેપાહની નિદાન,
સીયાહ પાહાડ સમ બન્યું ધૂળથી મયેદાન.

સફ ખેંથી ઉભાં તે બંધે લશ્કર,
કીને દીલથી ફીણ આવતાં હોટો ઉપર.

ખઝર્વાંન દોડયો લઈ ગુર્ઝો [1]સીપર,
કીધો હુમલો એક ઝાલેઝરની ઉપર.

માર્યો ગુર્ઝ તેના રોશન સર ઉપર,
તો ટુટી ગયું બખ્તરે નાંમેવર.

ગભરાટ થયો ઝાબુલનાં શાહાને જે વાર,
કે દોડયા દીલેર કાબુલીઓ તે વાર.

દલેર ઝાલે પેહડયું એક નવું બખ્તર,
સિંહ માફક આવ્યો તે જંગની અંદર.

લીધો હતો દસ્તોમાં ગુર્ઝ પીદર,
ગુસ્સા ભર્યું સર, હતું ઝખ્મી જીગર.

ખઝર્વાંન આવ્યો લડવા [2]કીનેખ્વાહ,
પુકાર કરતો સિંહ, ગોયા પેશે સેપાહ. ૪૯૨

ધૂળ જંગની ઉડારી દસ્તાંને જ્યાર,
ધૂળ માફક આવ્યો ખઝર્વાંન ત્યાર.

ટુટી પડયો જોશથી ખઝર્વાંન ઉપર,
ફેરવ્યો ગુરઝ ભારી ખુબ સર બ સર.

હુમલો તેપર અઝદાહની માફક કીધો,
મયેદાંને તેનો રસ્તો ઘેરી લીધો.

૧–ઢાલ. ૨–કીનાથી ભર્યો.

મારોં ગુર્જ સર ગાવેઆંની રંગીન,
બની લોહીથી ચિત્તાની પીઠ ગો ઝમીન.

પટકી ભોંયે કચડીને ચાલ્યો તે ખાસ,
ને આવ્યો મયેદાંન અંદર લશ્કરની પાસ.

શમાસાસને તેડયો કે બાહાર આવ અહીં,
પણ લોહી તેનું બંધાયું બાહાર આવ્યો નહીં.

જોયો તેને ધૂળ અંદર કુલ્બાદને,
તો ખાંધે લીધો ગુર્જે ફ્ઞોલાદને.

તે [1]શમશીરકશે ગુર્જે દસ્તાં જેવાર,
જોયો કે નાંહાસવાને માંડયું તેવાર.

ને તે સરવે પેહેલવાંનો ને શમાસાસ,
બકરાં નાંહાસે વર્સાદે તેમ નાઠા ખાસ.

ચીલ્લો ઝાલે ખેંચ્યો કમાંની ઉપર,
ખદંગી મુકયો તીર તેની અંદર. ૪૯૩

કુલ્બાદના કમરબંદ પર માર્યો તે વાર,
થયો પોલાદી સાંકળમાંથી પસાર.

સીવી ઘોડાના ઝીનથી તેની કંમર,
સેપાહોને કુલ્બાદની લાગી કદર.

લડઈમા ગયા માર્યા તે બેહુ સવાર,
થયો ફીકકો બેદીલ શમાસાસ ચાર.

શમાસાસ અને તેનું જંગી લશ્કર,
પાછું ફર્યું જંગથી વિખેરઈ ઝબર.

દીલેરો પછી સરવે ઝાબુલના,
પુઠે લાગ્યા શાહા સાથે કાબુલના.

૧–તલવારના મારનારે.

ભરાયું તે મુરદાંથી મયદાન સહી,
જગાબી સેપાહોને ચાલવા ન રહી.

કીધાં તુરકી શાહ બાજુ તેઓએ સર,
છોડી સરવે હથ્યારો ખોલી કંમર.

શમાસાસ જંગલમા પોંહચ્યો જે વાર,
મલ્યો રાહામા કાવેનો કારન તે વાર.

જે વેસેનાં લશકરથી પાછો જતો,
પીસર જેનો ખ્વારીથી માર્યો હતો.

સાંમસાંમા આવ્યાં તે બંધે લશકર,
શમાસાસ ને કારન બની કીનાવર. ૪૯૪

તે કોંણ છે તે કારને જાણ્યું મુંદામ,
ને ઝાબુલથી પાછા ફરે છે શું કામ.

કર્નાયો વગાડી રોકી તેની રાહ,
સેપાહ સામે આવી ઉભી રહી સેપાહ.

તે હાલ હવાલ લશકરની તેંણે બીલકુલ,
ઉડારી નુરી આફતાબ સુધી ધુલ.

બોલ્યો પહલવાં પહલવાંનોની પાસ,
કે અયે નામદારો અક઼લમંદ ખાસ.

તમો નેઝા લઈ ઉતરો જંગમા આં વાર,
અને કાઢી નાંખો ભેંજા તેંમણાં બાહાર.

નેઝા હાથ લીધા સવારોએ હાલ,
પોકારો કીધા મસ્ત હાથી મીસાલ.

નેઝાથી મયદાન બન્યું વાંસોનું વન,
નેઝાથી ન માહ યા ન ખુરશીદ રોશન.

હતું ખ્વાર બાકીનું તુરકી લશકર,
મારી તેને ફેંકયું તે રાહાની અંદર.

ગયો નાંહાસી જુજ મર્દ સંગ શમાસાસ,
લડઈની સીયાહ ગર્દમાથી તે ખાસ.

## અફ્રાસેયાબ.

### અફ્રાસેયાબનું ખઝવાંન ને કૈકબાદનાં માર્યા જવાથી વાકેફ થવું અને તેનું નવદરને મારી નાંખવું તથા ઇરાંનના તખ્ત ઉપર બેસવું.

તુરકીઓનાં શાહ તરફ પોંહચી ખબર,
કે બચ્યા ન નાંમદારો ગેતી અંદર ૪૯૫

થયો દર્દ ગુસ્સાથી દીલને [૧]મલાલ,
તો ખુંને જીગરથી ભીંજવ્યા બે ગાલ.

ને બોલ્યો કે શું નવદરે તાજદાર,
રહે કુએદખાંને ને થાય મર્દો ખ્વાર.

કે નવદર છે કયાં ? ગુસ્સાથી બોલ્યો તે,
કીનો જેથી વેસે લેવા ચાહે છે.

ઇલાજ શું છે ? ખુન તેનું રેડવા સીવાય,
ઉઠાવવો પડશે એક નવો કીનો આંય.

કહયું દારોગાને કે લાવ તેને તું,
લડઇ કરતાં શીખવું જેથી એને હું.

વાકેફ થયો સરદાર નવદર તુરત,
સમજ્યો કે આવી પુગો છે વખત.

મચાવતા સેપાહો તે શોરો પુકાર,
આવ્યા શાહા નવદરની પાસે તેવાર.

ખુલ્લાં સરથી ને પગથી તે બદ બખત,
ને ખ્વારીથી તંબુમા ધર્યો તુરત.

બાંધી બંધમાં તેની બાજુઓ ખાસ,
તે જગ્યેથી લાવ્યા મગરમચ્છની પાસ.

ઝબાં ખોલી દુરથી તેને જોઇ યાર,
કીધો યાદ નેઆંગાંની કીનો તેવાર. ૪૯૬

તે સલ્મ અને તુરથીજ ચાલ્યો પ્રથમ,
દીલ આંખોથી શાહોની ખોહી શરમ.

કહયું તું છે લાયક જે થાય બદી યાર,
એટલું બોલી ગુસ્સાથી માંગી તલવાર.

ને તાજદાર નવદરની કાપી ગરદન,
નાખ્યું ખાકમા ખ્વારીથી તેનું તન.

મિનોચહર શાહાની જતી રહી નિશાન,
કોલાહ તખ્તથી ખાલી પડયું ઇરાન.

બુલંદ હોશવાળા અરે દાંના નર,
ન લોભની તું ઓઢીલે પુરી ચાદર.

તાજો તખ્તે જોયાચ કંઈ તું જેવા ખાસ,
વખત જાજો રેહેશે ના એ કોઇની પાસ.

પુગો તું જવા ચાહતો જ્યાએ જે,
મળી જે મુરાદો તું માંગતોતો તે.

શું માગેચ સીયાહ ગ઼મ ભરી ખાક પાસ,
ફરી એતો કરશે હાજતમંદ ખાસ.

ખેંચી લાવ્યા કૂએદીને ખ્વારી દરમ્યાન,
માંગ્યું તે વખત તેઓએ જીવતદાન.

હુંનરમંદ અમીરસે જોયું જે વાર,
આવ્યો જોશ એક તેના દીલમા તે વાર. ૪૯૭

તે આવ્યો માંગી લેવાને તેની પાસ,
કીધી વાતો તે નાંમેવર સાથે ખાસ.

ને બોલ્યો કે આં બેગુનાંહોના સર,
થશે તનથી દુર શાહાના ફરમાને ગર.

આટલા સરફરાઝ પેહેલવાંનો સવાર,
નથી જેમણાં બખ્તર નથી કોઇ હુથ્યાર.

કૂએદીઓને મારવા નથી સારૂ કામ,
શું ત્યાંજ નિચપણું ? જ્યાં બુલંદીનું ધામ.

ઘટે નહીં દેવો તેમણાં જીવને અઝાબ,
બાંધેલાજ હવાલે મને કર શીતાબ.

કરશ કૂએદ એક કોહમાં તેમણે ઝબર,
હુશ્યાર ચોકીદારો મુંકશ તેઓ પર.

રડી કુટી ફએદમાજ પાંમશે ગુઝર,
ઉઠાવ હાથ ખુનથી ન ગુસ્સો તું કર.
ઉલટ મીન્નતઝારી તેની જોઈ નિદાન,
બખશ્યા તેની વાતે તેઓના જાન.
કહયું તેમણે [1]સારી શહરમા મુંદામ,
લાવો બેડી ખીલા ખ્વારીથી તમામ.
પછી ચીન તુરકીનાં સરદારે ત્યાં,
કીધાં ફ્ઓજનાં દીલ કીનાં ભર્યાં જ્યાં. ૪૯૮
કરી તેમ કુચની તઈયારી કીધી,
ઝમીન ઘોડા નિચે છુપાવી દીધી.
દેહીસ્તાંથી રએ તરફ ચાલ્યા તે વાર,
પશેવ કાઢયો ઘોડાઓ દોડાવી યાર.
આવ્યો તુરાંથી ઇરાં ઝમીન તલક,
સતા નિચે લાવ્યો તે સઘળો મુંલક.
કોલાહ મુંકી પાદશાહી સરની ઉપર,
બક્ષેસ કરવા ખોલ્યો દીનારોનો દર.
થઇ બેઠો ઈરાં ઝમીનનો તે શાહ,
જંગ ભર્યું સર કીધું દીલ કીનાંખ્વાહ.

## નવદરનાં મરણથી ઝાલ અને રૂસ્તમનું વાકેફ થવું અને અફ્રાસેયાબની લડઇ માટે લશ્કર એકઠું કરવું.

મળી તુસ ગોસ્તહમને એવી ખબર,
સીયાહ તાજ શહનશાહી બન્યું ઝબર.

[1]—એ નામનું શહર.

તે નામવરનું સર તેજ તલવારે ખાસ,
કાપ્યું ક્રુરતાથી થયું સઉ ખલાસ.
તોડ્યા બાલો નખથી પીખી મોંહ અપાર,
ઈરાનમાં થયો ગ઼મ અ઼લમનો પુકાર.
સરદારોના સર પર પડી ધુળ ખાક.
ખુન ભરી ચશ્મો પોશાક ચાકચાક.
કીધાં મોંઢાં તેઓએ ઝાબુલેસ્તાંન,
શાહા માટેજ બોલતા ને શાહાનોજ અર્માંન. ૪૯૯
ગયા ઝ઼ાલ પાસે ભર્યા સોગ દર્દ,
ચેહરા ખુંન ભરેલા ને માંથામા ગર્દ.
સખી રે! દીલેર હાયે શાહે નવદર,
રે! જંગી માહ ઈન્સાફી રે તાજવર.
ઈરાનના નેગેહદાર અફસર પનાહ,
સરદાર તાજદારોના ગેતીના શાહ.
ચઢે તાજ માટીનું તુજ સર ઉપર,
ઝમીનથી ખુ શાહોનાં ખુંનની અગર.
ઉગશે ઘાસ પાનો એ ધર્તી અંદર,
તે આફતાબની શર્મે નિચું રાખશે સર.
કીનો દાદ માંગ્યેચ રડી ઝારોઝાર,
આં ખુંનથી પીદરના છીયે સોગવાર.
નિશાંન હતી જેથી ફરીદુનની યાર,
ઝમીન ઘોડાની નાંલોની તાબેદાર.
ધીકારથી શરમથી તેના તનથી સર,
કાપ્યું નામી સરદારો સાથે ઝબર.

તો તેગ઼ ઉઠાવીશું ઝેહેરી આબદાર,
કીનો લેશું દુશમનને કાપશું અપાર.

ગર આસ્મા હુમારા એવા સોગ પર,
છે બેહતર જો વરસાવે ખુને મહર. ૫૦૦

કરો લોહીથી આંખો તમારીબી તર,
ખુશીના પોશાક તનથી ફેંકો મગર.

પેહેડ઼ો તમે સરવે કીનાના બખતર,
જુનો કીનો તાજો કરો સર બ સર.

ઘટે નહીં કે શાહાના કીનાથી નઝર,
ન રાખો પુર આંસુ ને દીલ તેઝતર.

તે રડતીતી કુલ અંજુમન ઝારોઝાર,
ભુંજાતા આંતશ પર ગોયા બેશુમાર.

પોશાક તન ઉપર ઝાલે ફાર્યો તમામ,
ફસડઈ પડયો ખાક ઉપર રડયો મુંદામ.

સોગંદ લીધા દસ્તાંને કે રસ્તાખેઝ,
ન મ્યાન થશે માહારી આં શમશીર તેઝ.

માહારૂ ઝીન તે માહારૂ તખત થઇ જશે,
ને નોંકદાર નેઝો શજર મુંજ થશે.

ઘોડ઼ાની રેકાબ થશે માહારી જગાહ,
થશે મેલી ટોપી એક સરની કોલાહ.

કીનામા નથી કરવો ખ્વાબો આરામ,
મુંજ આંખ જેવી નફ઼ી નથી કોઈ મુંદામ.

હાવા સારી ગેતીના શાહાનું રવાંન,
જળકાટ ભર્યું રેહેજો બુઝર્ગો દરમ્યાંન ૫૦૧

જગ રોશન કરનારો તમમાં ખરે,
દીન, ફર્ઝનો જોશ પયેદા કરે.

મઓત કાજે માદરથી લીધો જનમ,
આંપણુ માટે એજ કર્યે ગર્દનને [૧]ખમ.

દીલેરો નિકળ્યા કીનો લેવા ગર,
તો થઈ "સારી"ના સરદારોને ખબર.

કે કુચ કીધી છે ઈરાનીઓએ યાર,
દોડાવ્યા હરેક બાઝુ સાંઢણી સવાર.

કીધી ફઓજ એકઠી તેઓએ તમાંમ,
અને સાથે છોડયા ખુશી ને આરાંમ.

કીધી ઝાલેબી ફઓજ સઘળી તૈયાર,
થયાં શાદ દીલ સરફરાઝોના યાર.

ટોળાં હતાં જ્યાં જ્યાં ઘોડાના ઝબર,
કે સઘળાને લાવ્યો તે શેહેરની અંદર.

આપવા માંડયાં તેંણે દીરમને હથ્યાર,
દિલેરોથી દુન્યાં કીધી શોર શાર.

એ સમજી ઉડી ઉંઘ ભુખ ને આરામ,
અફ્રાસેયાબથી ડર ભર્યાં બન્યાં તમામ.

મોકલ્યો પછી અગ્રીરસ પર પેગામ,
કે અય અકલમંદ સરદારે નેંક નામ. ૫૦૨

તુંજ કેહવાથી જીવ્યેચ હમ જગમાં દરેક,
છીયે હમો બંદા તાહારા એકકેએક.

તું જાણે છે દસ્તાં છે ઝાબુલને ધામ,
કરેચ શાહે કાબુલથી ગોઠવણ તમામ.

૧—વાંકી.

શું બરઝીન, શું કારન, લડાઇ મારનાર,
શું ખરરાદ, શું કેશવાદ સેપાહ તોડનાર.

એ હાથ લાંબો કરનારા જંગી છે સહી,
ઈરાનને જવા દેશે હાથમાંથી નહી.

કીનો લેવા નવદરનો ગુસ્સાથી ત્રાસ,
તે વર્તાવશે આંખનાં પલકારામાં ખાસ.

ફરી વળશે આસપાસ દીલેરો જેવાર,
અંણી નેઝાની આંખે જલકાવશે ત્યાર.

અફ્રાસેયાબ થશે જેથી આંકળો ઝબર,
થશે તેનું દીલ ગુસ્સે હમ કૂએદી પર.

એક બેખતા માણવીના ટોળાંના સર,
કે ધુળમા મેળવશે તે કોલાહ ખાતર.

અગર સમજે રાસ્ત અગ્રીરસ અકલમંદ,
ને ખોલાવે આંચ બંધીવાંનોના બંદ.

તો વિખ્રાઇશું જગની આજુબાજુ ખાસ,
અને વાતો કરશું સરદારોની પાસ. ૫૦૩

વખાણુબી હમો કરશું ઝઇફોની પાસ,
અને કરશું યઝદાંની પાસે સેપાસ.

દીધો અકલમંદ અગ્રીરસે જવાબ,
આં ચારો ન આવતો અકલમાં શીતાબ.

એ કામે ઝાહર દુશમની થઈ જશે,
ને ગુસ્સે પલીદ મર્દનું સર થશે.

કરીશ એથી ઉલટો બીજો એક ઉપાય,
કે જેથી મુંજ ભઈ કીનાં ભર્યો ન થાય.

જો ઝાલ કીનાં માટે થઈ આતુર ઝબર,
કે લાવશે મુંજ સાંમે એક જંગી લશ્કર.
ને લાવશે એ લશ્કર જો "સારી"ની પાસ,
તો હું તમો સઉને સોંપીશ તેને ખાસ.
ફરી જંગથી પાછો આંમુલ છોડી જઇશ,
ને બદનાંમી સરવે મારે માંથે લઈશ.
તેની વાતોથી બુઝર્ગાંને ઈરાન,
ઝમીન ઉપર સર ખંમ કીધાં બેગુમાન.

## દસ્તાનનું ઈરાનનાં બુઝર્ગોનાં કૅદ પડવાથી વાકેફ થવું અને કેશવાદને તેઓના છુટકારા માટે આંમુલ શેહેરમાં મોકળવું.

દોઆ તે પર કરવાથી પરવાર્યો જ્યાર,
તો "સારી"થી કાસદ દોડાવ્યો તે વાર.
આવી લાગ્યો સામનાં તે દસ્તાન પાસ,
ને પયેગામ કહયો નામદારોનો ખાસ. ૫૦૪
કે બક્ષેસ કીધીચ દાવરે હમ ઉપર,
મદદગાર થયોચ અગ્રીરસ પુર હુંનર.
કૉલ એક કીધો છે હમોએ ઝબુન,
બધા બની એકમત ને આપ્યોચ સખુન.
ગર ઈરાની નાંમદારોમાંથી બે નર,
લડઈ કરે તે સાથે આવી અગર.

તો કુળવંત અશ્રીરસ મુંબારક ક઼દમ,
તે ફ્રુઓજ લઇ જશે આંમુલથી રએની ગમ.

કે જેથી આં અઝ઼દહાનાં હાથે મુંદામ,
[1]રેહાઇ પાંમશે ઈન્સાંનો જગના તમામ.

ક઼ાસદ આવ્યો પાસ ઝ઼ાબુલેસ્તાંનની,
કીધી વાતો નઝદીક તે દસતાંનની.

તો તેડયા બુઝર્ગો લડાયક તમામ,
કહયો પહલવાંનોનો તેમણે પયેગ઼ામ.

કહયું તે પછી સઉ મદદગારોને,
કે જંગી ચિત્તાઓને નાંમદારોને.

છે કોંણુ મસ્ત બાહદુર સખી દીલનો એ,
થયું હોય સીયાહ દીલ જેનું જંગથી તે.

તેઓનો ને જંગનો ખરીદદાર થાય,
ખુરશીદ તક જેથી તેની ગર્દનબી જાય. ૫૦૫

જેથી નામી સરદારોનો ટોળો એક,
છુંટક પાંમે સાંકળ ને બંદથી દરેક.

માર્યો હાથ કેશ્વાદે સીનાં પર જ્યાર,
ને બોલ્યો છે હાથ, દાદ માટે તૈયાર.

દોઆ દઇને બોલ્યો મુંબારક તે ઝાલ,
મહીનાં વર્ષો છે ત્યાં સુધી રહે ખુશાલ.

સેપાહ જંગી પહલવાનોની સર બ સર,
કે ઝ઼ાબુલથી આંમુલમાં ચાલી ઝબર.

આગળ વધ્યો લશ્કરથી ગોરાઝે ખાસ,
ખબર પોંહચી નેક અશ્રીરસની જો પાસ.

[1]–છુટકારો.

રાખ્યા "સારીમાં" સર્વે ફ્એદી તેવાર,
વગાડી કર્નાય ફ્ઓજ ખેંચી અપાર.
મુંબારક કેશ્વાદ પોંહુચ્યો "સારી" જે વાર,
આવી ગોયા [1]ઝીંદાંની ચાવી તે વાર.
ખોલ્યા બંદ પગમાંથી તેંમણા સખત,
ને લઈ તેંમણે "સારીથી" ફ્ર્યો તુરત.
આપ્યો થોડો એકેક દરેકને નિદાન,
ને ચાલ્યો તે આંમુલથી ઝાબુલેસ્તાન.
ખબર તેની સાંમનાં દસ્તાંને જો થઇ,
કેશ્વાદ ફ્રેચ પાછો દબદબો લઇ. ૫૦૬
તો ગંજ એક વેંહેચ્યો કુલ લાચારને,
પોશાક દીધો ખુશ ખબરી લાવનારને.
કેશ્વાદ પોંહુચ્યો ઝાબુલની નઝદીક અગર,
તેને જોઇને સામો ગયો ઝાલેઝર.
રડયો બહુ વખત સર્વે ફ્એદીઓ પર,
કારણ તે હતા સિંહની ચુંગાલ અંદર.
શાહ નવદર નામવરને માટે ઝરૂર,
રૂદન કીધું બહુ નાંખી સર ઉપર ધુર.
લાવ્યો તેમણે માયાથી શેહેરને દરમ્યાંન,
સંનગાર્યાં તેઓ માટે કીમતી અચવાંન.
હતા જેવી રીતે કે નવદરને વખ્ત,
વળી સાથે કોલાહ અને તાજો તખ્ત.
તેવાજ કીધા દસ્તાંને તેંમણે ફ્રી,
ખઝાનાથી ભરપુર સેપાહ સઉ કરી.

[1] — તુરંગની.

## અફ્રાસેયાબનું અગ્રીરસને મારી નાંખવું.

આવ્યો અગ્રીરસ રયેમા આંમુલથી,
વાકેફ શાહ થયો તેના કામ કુલથી.
કહયું તેને એમ કે આં શું તેં કીધું?
ને કાંય મધને એલ્યાથી ભેળી દીધું?
મેં નહીં કહેલું કે આં બુરાઓને માર,
જીવાડવા તેઓને નથી સઝાવાર. ૫૦૭
અકલ નથી હોતી દીલેરોને સર,
તેનો મર્તબો તો છે જંગની અંદર.
અકલમંદ બનવું થઈ સાલારે જંગ,
કારણ મળતું ડાહપણ નથી કીના સંગ.
અફ્રાસેયાબને તેંણે દીધો જવાબ,
કે શર્માવું જોઇયે છે તુને શીતાબ.
ઈઝા દેવા તુજમા હોય શક્તિ જેવાર,
તો રબથી ડરી ના બદી કરતો યાર.
તું સમ જોયા તાજો કંમરબંદે કંઈ.
પણ હરગેઝ રહયાં નહીં તે કોઈનાંબી થઇ.
ઈન્સાફી અગર તું થશે નાંમેવર,
તો આવશે મુંરાદ તાહારાં કામોની બર.
ઇન્સાફ સારાં નરસાંનો કરવો અગર,
એ છે ડાહપણ સનમુંખ સૌથી બેહતર.
પલીદ દેવથી બચવાનો રસ્તો મગર,
પડશે તાહારાં નેક કામે તુને નઝર.

નાંનાંઓની નઝદીક કે મોટાંની પાસ,
રાજ જગનું રદ દે જો કીડીને ત્રાસ.

બુરાઈ માટે દસ્તે ફલક છે ઝબર,
જો હોય કંઈબી ડાહપણ તો નેકી તું કર. ૫૦૮

નેકી કરશે તો આવશે નેકીબી પાસ,
બદીનો તો બદલો બદીથી છે ખાસ.

સુખન એવા સમજીને અફ્રાસેયાબ,
ન જોઇ શકયો સાંમો ન દીધો જવાબ.

છે એક તુંદી ભર્યો તો એક અકલવર,
લાયક કેમ ગણાંય અકલ દેવોને સર.

થયો ગુસ્સે મસ્ત હાથી જેવો સરદાર,
જવાબમા લીધી હાથ શમશીર તેવાર.

કીધા ભઈની કંમરનાં ટુકડાઓ બે,
નાંલાયક કેવો બેવફા મર્દ તે.

## ઝાલનું અફ્રાસેયાબની લડઇમાં જવું અને ઝવને પાદશાહ બનાવવું.

તે નાંમવર અગ્રીરસનાં કાંમની અગર,
થઇ સાંમેસવારનાં તે ઝાલને ખબર.

બોલ્યો ત્યારે તે હવે એનું આં બખ્ત,
સીયાહ થશે ઊજજડ થશે તેનું તખ્ત.

તે બાદ કરવા તૈયારી એક થોડી વાર,
થોભ્યો કે સજાવે સેપાહો તૈયાર.

નગારાંઓ બાંધ્યાં વગાડી કર્નાય,
ગોઠવ્યું લશ્કર તેઝ આંખોથી આંય.
દર્યાથી દર્યા સુધી મરદો ઝબર,
જમી ધૂળ સુરજ ચંદ્રનાં મુંખ ઉપર. ૫૦૯

પારસ તરફ મોંહ કીધું સરદારે ગર,
ચાલ્યો ગુસ્સે થઈ દીલ કરી કીનાવર.
ખબર એ અફ્રાસેયાબે સમજી લીધી,
કે દસ્તાં દીલેરે શું ગોઠવણ કીધી.

તો રએનાં મયેદાંન તર્ફે લાવ્યો લશ્કર,
ઉભો સફ સમારી તે થઇને ઝબર.
તલાયાઓ રાત દીવસ કરતા લડ્ઈ,
ગોયા કે આં ગેતી એકજ રંગ થઇ.

માર્યાં કંઇ ગયાં માણસો બેહુ મેર,
ઘણાએક નામદારો ને કંઇ દીલેર.
થયા એમ કરતાં બે હફ્તા પસાર,
ગયા થાકી પ્યાદા ને ઘોડે સવાર.

મધરાત સુધી બેઠો તે ઝાલ એકવાર,
કીંધી વાતો અફ્રાસેયાબની અપાર.
લડાયક પોતાનાં તે નાંમદારો સાથ,
પોતાના દીલેરો મદદગારો સાથ.

તે બોલ્યો કે હર વખ્ત પહલવાંનો યાર,
બુલંદ બખ્ત ને બુદ્ધી રાખેચ અપાર.
એક શાહ જોઇયેચ આંપણને શાહી અવલાદ,
જેને હોય વિટેલા બનાંવોની યાદ. ૫૧૦

સેપાહોનું કામ ગોયા કીશ્તી છે સખ્ત,
પવન સઢ જેને માંટે છે શાહાનું તખ્ત.
હુતે ગસ્તહમ તુસમાં શાહી પ્રકાસ,
તો ફ્ઓજ અને પહુલવાંનો છે આપણી પાસ.
પણુ ડાહુપણુ જે માંણુસમા જો નહીં જણાય,
બુઝર્ગોના તખ્તને તે લાયક ન થાય.
નથીં લાયક એવોતો તાજ અને તખ્ત,
શહા જોઇએચ આંપણે એક બીદાર બખ્ત.
જો હોય નુર જેના ઉપર કે ખુદાઈ,
પ્રકાશીત હોય જેના સુખનથી દાંનાઇ.
પેહુલવ શેહેરથી દાંનાઓ તેડયા તમામ,
તકરાર કીંધી એ વાત ઉપર કંઈ મુંદામ.
કીધી ફ્રીદુનની અવલાદમા તપાસ,
બુલંદ તખ્ત લાયકનાં એક શાહાની ખાસ.
ન જોયો તેંહુમાસ્પનાં ઝવની વગર,
દાંનાઈ જેમાં પહુલવાંની ને શાહી બર.
કે કારન ને દાંના મરઝબાંન સંગ,
ગયા કુલ દીલેરો ને પહુલવાંન સંગ.
વધાંમણી ગયા એક લઈ ઝવની પાસ,
નવું તુજથી તાજે ફ્રીદુન છે ખાસ. ૫૧૧
આં સરદાર દસ્તાં ને લશકર તમામ,
ગણેચ આં જગા લાયક તુંને મુંદામ.
હુતી બીના નવદરની તે પુરી થઈ,
હુવે વાત ઝવની સમજ ધ્યાન દઇ.



# ઝવ.

ઝવની પાદશાહી પાંચ વર્ષ હતી ઝાલનું ઝવને તખ્ત ઉપર બેસાડવું અને ઇરાંન ને તુરાનનાં ભાગ કરવા અને ઝવનું મરણ પામવું.



મુબારક દીંવસનાં તે ઝવ નેક બખ્ત,
કે આવ્યો ને બેઠો બુલંદ પેલાં તખ્ત,
તો આંશીષ તેની શાહી ઉપર દીધા,
વધાવાબી તે ઉપર શાહી કીધા.
તેના શાહ થવા પર દોઆ દેતો ઝાલ,
બેઠો તખ્ત ઉપર તે ઝવ પાંચ સાલ.
તે અઈફ મર્દે પોતાની શાહી દરમ્યાન,
કીધી દાદ નેકીથી તાઝી જહાન.
ને દુર રાખ્યું લશ્કર બુરાં કારથી
કારણ તે બીહતો પાક દાદારથી.
ના મારવા કે ધરવા દીધા કોઇને સહી,
તે બાદ કાપાકાપી જણઈ કંઇ નહી.

થયું એમ દુકાળ પડયો ગેતી અંદર,
સુકઈ ગયાં ખાક અને ઘાસો ઝબર.
ન પડતાં આંકાશેથી પાંણી કે ઠાર,
દીરંમથી વેચાતી રોટીઓ અપાર. ૫૧૨
કે એમ પાંચ મહીનાં બે લશ્કર મુંદામ,
પડયા એક બીજા સેપાહ સાંમા તમામ.
કે જંગ કરતા દર રોઝ તેવો બેગુમાન,
સરદારો ને પેહેલવાંનોની રીત સમાન.
દુકાળે કીધા તેંમણે બહુ નિરાધાર,
ઢીલા કીધા લશ્કરનાં સાંધા અપાર.
એકકી વખ્તે સઉ કોઇએ ખોલી ઝબાન,
કરણી માંફક દુઃખ દે છે બુરૂ આસ્માન.
ઘભરાયાં હવે બેહુ લશ્કરો ખાસ,
મોકલ્યો પેગ઼ામચી તુરત ઝવની પાસ.
આંપણ, કાજે ત્રણ પાંચની ગેતીમાં આય,
ન આવ્યું ગ઼મો દર્દ મેહનત સીવાય.
તું આવ માટે આંપણ વેંહચી લઇએ દેશ,
ને એક બીજા રહીએ મળીને હંમેશ.
ફર્યા જંગથી સર નાંમદારોનાં સખ્ત,
દુકાળ માટે ઢીલનો હતો નાં તે વખ્ત.
આવ્યા બેહુ તરફથી એવી વાત ઉપર,
કે કાઢવો જુનો કીનો દીલથી ઝબર.
મુંલક વેંહચ્યે દાદો રેવાઝો મીસાલ,
કે ગઈ ગુઝરીને યાદ કરીયે ન હાલ. ૫૧૩

તેઓ વચ્ચે વાતો એવી થઈ જે વાર,
ઇરાંન ને તુરાંનનાં બુઝર્ગો તે વાર.

સાથે મળી બેઠા ને બોલ્યા સહી,
કે એકકથી કીનો ફરેબ કરશું નહી.

આં જૈહુનથી લઈ તુર્કસ્તાં સુધી ચાર,
ને દુર તથા નઝદીકનો સઘળો વિસ્તાર.

તથા આંગળ ચાલતાં તે ચીન ને ખુતન,
સુધી શાહી બક્ષી તેઓને તદન.

અને મરઝીથી મુંલ્કે ખર્ગાહ ઉપર,
થી હાથને ઉઠાવ્યો ઝાલે સર બ સર.

ને થઈ તુરકીઓની સરહદ મુકરર,
લીધાં વેંહુચી તાજે કોલાહ સર બસર.

સેપાહ ઝવે ફેરવી પારસને દરમ્યાંન,
છતાં ઝઇફ પોતે જવાં કીધી જહાંન.

ફર્યો ઝાબુલેસ્તાં ફરી ઝાલેઝર,
લીધો મુંલ્ક સઉ સઉએ કબઝા અંદર.

પાછું ફર્યું તુરાંની લશ્કર ખચીત,
બની કીનો, હથ્યારો; જંગથી નચીત.

ફર્યાં પાછા એક બીજાં લશ્કર જે વાર,
મેહેરો માહનાં ખાવીંદનાં હુકમે તે વાર. ૫૧૪

ભરાયા કોહ વિજળી, ગરજનાંથી ખાસ,
આવ્યાં ધર્તિમાં પાછાં રંગ, રૂપ, ને વાસ.

જવાંન ગેતી થઇ નવેસરથી ઝરૂર,
તલાવ વેહતાં જળથી થયા બાગ પુર.

ન ચિન્તાનો માંણુસમા આવે ખવાસ,
દુકાળ રંજ તે પર ન નાંખે આંકાસ.
ઝવે ભરી મહેફીલ બુઝર્ગોની ખાસ,
નવેસરથી દાવરની કીધી સેપાસ.

દુકાળ બાદ પાછો સુકાળ થયો ખાસ,
હતી જેની કળ જગ સરજનાંર પાસ.
જશન સઉએ કરવા માંડયાં ઠારો ઠાર,
કીધો દુર દીલથી કીનો ને ધીકાર.

ગુઝર્યાં જેને એ રીતે પાંચ સાલ,
ન તેટલાં જોયો કોઇબી રંજો મલાલ.
પણ ગેતી તો ઇન્સાફથી ધરઇજ ગઇ,
ને ચાહયું પડે સિંહનાં પંજામા જઇ.

થયો ઝવ હવે છેઆસીનાં સાલનો,
કર્માયો સરદાર સુર્ય મીસાલનો.
થયું સુસ્ત બખ્તે ઇરીંની ઝબર,
કે પાંમ્યો ઝવ ઇન્સાફી પાદશાહ ગુઝર. ૫૧૫

# ગર્શાસ્પ.

## કેર્શાસ્પની પાદશાહી નવ વર્ષ હતી કેર્શાસ્પનું તખ્ત ઉપર બેસવું અને તેનું મરણ પાંમવું તથા અફ્રાસેયાબનું ઇરાંન ઉપર પાછું ચઢી આવવું.

પ્રતાપી હતો તેનો બેટો મુંદામ,
કેર્શાસ્પ જેનાં બાપે રાખ્યુંતું નામ.

તે આવ્યો અને બેઠો તખ્ત ઉપર,
અને શાહી કોલાહ મુંકી તેને સર.

જગા તખ્ત પર બાપની તે લીધી,
રોંનક઼ દબદબા સાથે શાહી કીધી.

મરણ પાંમ્યો ઝ઼વ તુર્કોને થઈ ખબર,
પ્રથમ જેવું પડયુંચ તખત શાહ વગર.

અફ્રાસેયાબ આવ્યો રએનાં ખાર પાસ,
મુંલક સોંપી નદી ઓલંગીને ખાસ.

પણ કોઇબી ન લાવ્યું પશંગથી ખબર,
જેનું દીલ હતું ગુસ્સે કીનામાં સર.

મુંવાં દીલનો તાજો તખતથી હતો,
અગ્રીરસનાં ગ઼મથી દરદમંદ થતો.

પશંગ તેને મોંઢું ન દેતો લગાર,
કાળી પડવા દીધી તેગે આબદાર.
મોકલ્યા તેંણે કાસીદો તેની પાસ,
કંઈ સાલો ને માહ દીધું મોંઢું ન ખાસ.
તે બોલ્યો હુતો તખ્તનો ગર વિચાર,
તો લાયક હુતો અગ્રીરસ જેવો યાર. ૫૧૬
તું તો ભાઇનુંજ ખુંન કરવાને ધાએચ,
ને મરઘીનાં બચ્ચાંથીતો નાંહસી જાએચ.
મોકળ્યો તુને લડવા શત્રુની સંગ,
પણ કીધો દીવસ ભાઈ પર તુંએ તંગ.
હુંમેશ સુધી રેહેશે ન તાહારેથી કામ,
દીદાર સાંમે મારાં ન આવતો મુંદામ.
વખત ગીયો એ રીતે એ વાત ઉપર,
કીનાનું ફળ લાગું બલાને શજર.
ફેલઈ ગઈ ખબર સઉને કાંને તે વખ્ત,
કે પડયું છે ખાલી શાહનશાહી તખ્ત.
પેગ઼ામ આવ્યો ગોયા કે પથ્થર ઝ઼બર,
દેલાવર પશંગથી અફ્રાસેયાબ પર.
જૈહુન પાર ઉતરીને લઇ જા લશકર,
ન થાય એંમ રહે તું, બીજો તખ્ત પર.
અફ્રાસેયાબે ફઓજ એક સંનગારી ખાસ,
જૈહુનથી સેપંજાબી મયેદાંન પાસ.
ઝ઼મીન થઇ ગઈ ગોયા ફર્તું આંસ્માન,
વરસ્તા જીવ, હીંદી તલવારો દરમ્યાન.

વરસ નવ પછી ફ્ઓજ આં નાંમવર,
આવી લડવા ધરપચ મચાવી ઝબર. ૫૧૭
એકાએક ખબર થઈ ઇરાંમા જેવાર,
કે આવે છે તખ્તે બુલંદનો લેનાર.
જે સાલ પાંમ્યો ઝવનો કેર્શાસ્પ ગુઝર,
ફરીવળી આંફત ફરી ગેતી પર.

## ઇરાંન ઉપર અફ્રાસેયાબનાં આવવાથી ઝાલનુ વાકેફ થવું અને રૂસતમનું બાપ પાસેથી ઘોડો અને લડાઇના હથ્યાર માગવાં.

પડ્યુ ખાલી શાહીથી ઈરાંનનું તખ્ત,
જણાયો નહીં કોઇનેબી સારો વખ્ત.
ગલી મોહલ્લા આવ્યા જોશ અંદર અપાર,
ઇરાનમાંથી ઉઠી રહયો બહુ પોકાર.
કે ઝાબુલ તરફ તે ગયા સર્વે યાર,
મચી સારી ગેતીમા ગડબડ અપાર.
કહયા ઝાલને એવા કડવા સખુન,
કે છે તાહારો વહીવટ અતીશય ઝબુન.
સાંમ બાદ પહલવાં થયો છે તું નેક,
દીવસ નાં, ખુશીનો હમે જોયો એક.
ગુઝર પામ્યો ઝવ ને થયો બેટો શાહ,
હતા હાથ બદીથી ખુરાના કોતાહ.

ગુઝર્યોચ જહાંજોય કેશાસ્પ શાહ,
બની શાહ વગર ગેતી, બેસર સેપાહ.
જૈહુનથી પસાર થયુંચ લશ્કર તમામ,
કે આફતાબબી દુન્યાંથી છુપ્યોચ મુંદામ. ૫૧૮
તું કર ચારો તેનો હોય જાણતો અગર,
કારણ પાસે સરદાર આવ્યોચ મગર.
સરદારોની પાસે બોલ્યો ઝાલેઝર,
કે મરદી પર જ્યારથી મેં બાંધીચ કંમર.
ચઢયો નથી મુંજ જેવો ઝીન પર સવાર,
મુંજ તેગ઼ો ગુરઝનો નથી જીલ્યો ભાર.
હતો પગ હું મુંકતો જે જગ્યે મુંદામ,
ત્યાં ડુંમચી થઈ પડતી સેપાહની લગામ.
કીધીચ જંગ એક સરખી રાતો દીવસ,
બુઢાપાથી ડરતો રહયો છું હું બસ.
એ પગનાં કુવતથી જવાંનીને દન,
હું કુદતો હતો ગોયા કુંકતો પવન.
પીઠ પેહેલવાંની થઈ છે વાંકી મગર
નથી તાબ કાબુલી ધરવા ખંનજર.
તો પણ હું કરૂં છું તે રબના શુકર,
કે શાખ એક મુંબારક ઉગી છે ઝબર.
જે સર આંસમાં સુધી લઈ જાય છે,
મર્દીમાં પણ જોશો, કે કેંમ થાય છે.
થયોચ સીધાં સર્વ જેવો રૂસ્તમ આજ,
મોહટઇનું ઘટે છે હવે જેને તાજ. ૫૧૯

જોઇયેચ તેને ઘોડો એક જંગી ઝબર,
નથી કોઈ આં અરબી ઘોડાઓ અંદર.

હું શોધું છું ઘોડો એક પીલતન મીસાલ,
જ્યાં ટોળાં છે ત્યાંથી મંગાઉછું હું હાલ.

હું એ વાત રૂસતમને પુછીશ મુદ્દાંમ,
કે એક મત તું થાય છે એ કામે તમામ?

કીનો લેશે ઝાદશમનાં તુખ્મ ઉપર?
કબુલ તું કરેચ રાસ્ત દીલથી અગર.

તેને કેહેવે શેહેરે ઇરાંના તમામ,
થયાં રોશન ચેહેરેનાં ખુશદીલ મુદામ.

હરેક તરફ દોડાવી સાંઢણી દોડનાર,
ને જંગી સવારોને આંપ્યાં હુશ્યાર.

રૂસતમને કહયું કે ઓ પીલતન પેહલવાંન,
તું છે [1]બાલાસર અંજુમનને દરમ્યાંન.

આવી પડયું છે એક મુંશ્કીલનું કામ,
જેથી ઘટશે ખાબો ખુશી ને આંરામ.

વખત તાહરો જંગનો નથી અયે પીસર,
કરૂ શું? નથી વખ્ત મહેફીલનો ગર.

હજુર હોટોથી આવે છે દુધનો વાસ,
ખુશી લાડનો છે વખત દીલને ખાસ. ૫૨૦

કેવી રીતે મોકળું જંગ મયેદાંને ખાસ,
ગુસ્સો કીનાં ભર્યા તે સિંહોની પાસ.

તું શું કેહેચ? શું ધારેચ? શું આપેચ જવાબ?
તું સાથ હોજો દાંનઈ ને નેંકી શીતાબ.

૧—ઉંચાં માંથાંનો,

જવાબ ત્યારે રૂસ્તમે દીધો મગર,
કે અયે નાંમજોય સાલારે નાંમેવર.
કે જે કંઇ કીધુંચ મેં તું ભુલ્યો છે તે,
દીલેરી દેખાડીચ અંજુમનમાં જે.
સેપંદ પાહાડ અને મસ્ત હાથીનાં બેયાન,
થી, ધારૂચ કે વાકેફ તું હોશે પેહેલવાન
પશંગનાં પીસરથી ડરૂ હું અગર,
ન રહે માહારી [1]બુ, રંગ, જગની અંદર.
વખત વળગી પડવા, ને જંગનો છે સખ્ત,
નથી શર્મનો, નાહાસવાનો, આં વખ્ત.
વિક્રાળ સિંહ પછાડવા છે મર્દોનું કામ,
જંગ કરવા કીર્તિ મેળવવા તમામ.
એથીજ ઓરતોનાં બુલંદ નથી નામ,
કે ખાવું ને સુવુંજ છે તેઓનું કામ.
કહયું ઝાલે તેને અયે બાહદુર જવાંન,
નાંમીઓનાં સૂર [2]હાંમીએ પહલવાંન. ૫૨૧
સેપંદ કોહની હાથી સુફેદની વધાઈ,
આપી માંહરૂ દિલ ખુશ કીધુંચ તેં સવઇ.
પણ તે જંગ તો સેહેલી હતી સર બ સર,
તે વાતે ન ડરતો હતો હું મગર.
પણ અફ્રાસેયાબનાં ફીતુરથી શીતાબ,
નથી આવતો મુંજને સીયાહ રાતે ખાબ.
તુને કેંમ હું મોકળું તેની સાંમે આહ!
કારણકે તે બાહદુર લડાયક છે શાહ.

[1]-ખુશબુ. [2]-પહલવાનોનો મદદગાર.

તાહરો વખ્ત મહેફીલ, ને ગાયણુ શરાબ,
દીલેરોની કીર્તિ સમજવી શીતાબ.

ન કે જંગ, નાંમોશી; જગડ઼ા, સંગીન,
યા માહ સુધી પોંહચાડવી [1]ગર્દે ઝમીન.

કહયું રૂસતમે કે ઓ દસ્તાંને સામ,
નથી ખુશ થનાર મર્દ હું પીને જામ.

કે ગરદન આં એવી ને ઝોરાવર હાથ,
ઘટે નહીં ઉછેરવા તેને નાંઝ સાથ.

કીનાનું હોય મયેદાંન યા જંગ સખ્ત,
છે રબ યાર માંહારો બુલંદ માંહારૂ બખ્ત.

કે ચીલ્લો હું ચાંચીનો ખેંચું જે વખ્ત,
[3]તરકશથી સેતારા પડ઼ે નિચે સખ્ત. ૫૨૨

તું જોશે કે જંગમા હું આવું છું કેમ;
જ્યાં ખુન વાડ઼ે તે સફ અંદર જાવું છું કેમ!

હું હાથમાં એક [4]વાદળ જવશ લઇ ઝબુન,
જે રંગમાં છે પાણી પણ વર્સાવેચ ખુન.

આંતશ તેના જોંહરથી નિકળેચ ઝબર,
દેમાંગ઼ છુંડેચ હાથીનું, આં તેનું [5]સર.

જો બખ્તરને પેહેડુ છું હું બેગુમાન,
તો ધુજે છે તીરના થેલાથી જહાન.

જે ઘોડ઼ો મુંજ ગુર્ઝોનાં ઝખ્મો શીતાબ,
ને રાખે છાતી બાઝુ ગરદનની તાબ.

ડરે નહીં જે ગાડાં હથ્યારોથી પુર,
હોશ્યાર, નિગેહબાંની જેને ના ઝરૂર.

૧–ઝમીનની ખાક. ૨–લાડ઼. ૩–તીરનાં ભાથરાથી. ૪–વીજ જેવી શમસીર. ૫–અણી.

જોઇયેચ ઘોડો એક એવો કોહે બુલંદ,
ધરૂ જેને વળમાં હું નાંખી કમંદ.
કે ઓર સામે જંગમાં લાવી શકે તાબ,
નાં ઢીલની વેળાએ બને જે શીતાબ.
ફેરવુંચ જ્યારે ભાલાને હું સરે જંગ,
તો ખુંનથી દીલ પત્થરનું; પકડે છે રંગ.
ચાહુચ ગુર્ઝ એક કોહના ટુકડા સમાન,
ગર આવે મુંજ સામે સેપાહે તુરાન. ૫૨૩
તો તે ગુર્ઝે સર તેમણાં છુંદુ હું ખાસ,
કે જંગ કરવા આવે ના કોઇ માહારી પાસ.
તોડું જેથી હાથીની પીઠને ખુશાલ,
વેહેતી કરૂં ખુનની નદી નીઇલ મીસાલ.
હું બખ્તર એક ચાહું છું બબ્રેબયાંન,
ન પોંહચે જેને આબો આંતશથી ઝયાંન.
ન થાય જેમાં તીર યા કે નેઝો પસાર,
કરે કામ કોઈ ઝખ્મ તેપર ન યાર.
કરશ જંગ લડઈગાહમાં લશ્કર વગર,
પડશે ખુંન વાદળથી જંગમાં ઝબર.
ન ટકશે કોઇ મુંજ તીર સાંમો લગાર,
કે છે જે લોખંડથી થનારા પસાર.
કરશ બીન સેપાહ સર્વે મુંલ્કોને યાર,
મુંજ ભાલો થશે ફરતા માંહાથી પસાર.
લડશ ચિત્તાની રાહ રસમની મીસાલ,
નિંચાં સર કરશ મગરૂરોનાં તતકાલ.

ખુશી એટલો બન્યો તે વાતે પેહેલવાંન,
ગોયા તેને અર્પણ કરી દેશે જાંન.
દીધો સાંમનાં દસ્તાંને એ ઉત્તર,
કે અયે જાંમો આંરામથી થઈ ગયેલા તર. ૫૨૪
હું તું પાસે લાંઉચ, ગુર્જે સાંમેસવાર,
છે મુંજ પાસે જે ગેતીનો યાદગાર.
જે ગુર્જે પોંહુચાડયું તેં હાથીને જ્યાંન,
હંમેશાં તું જીવતો રેહેજે પેહેલવાંન.
ફર્માવ્યું તેણે ગુર્જે સામેસવાર,
કીધી જેથી જંગ માઝંદરાંમા અપાર.
લાવો નાંમેવર આં દીલેરની, તે પાસ,
જેથી મગ્ઝે દુશમન કાઢે બાહાર ખાસ.
તે છે જંગી કેર્શાસ્પથી યાદગાર,
પેઢી દર પેઢી તક છે સાંમેસવાર.
વડીલનો ગુરઝ જોયો તેંહેમતને જ્યાર,
બે લબ કીધા હસ્તા થયો ખુશ તેવાર.
દોઆ કીધી એક ઝાલેઝરની ઉપર,
કે અયે પહુલવાંને જહાં સર બ સર.
ચાહુંચ ઘોડો એક મુંજ ગુરઝનો અપાર,
જળકાટ દબદબા સાથે ઉંચકે જે ભાર.
સર્દાર પડયો ખ્યાલમાં તેની વાતે યાર,
કહયું મેહેર રબની તુંપર રહો અપાર.

# રૂસ્તમનું રખ્શને પકડવું અને અફ્રાસેયાબની લડઇ માટે લશ્કર લઇ જવું.

હતાં ટોળાં ઘોડાનાં ઝાબુલેસ્તાંન,
મંગાવ્યાં, હતાં જેટલાં કાબુલેસ્તાંન. ૫૨૫
દેખાડયાં તે રૂસતમને લાવી તમામ,
હતા છાપ શાહી, તે કેહેતા મુંદામ.
જે ઘોડો કે રૂસતમ લઇ પોતાની પાસ,
ફેરવતો તેની પીઠ ઉપર હાથ ખાસ.
તેની પીઠ તેનાં જોરે વાંકી થતી,
ઝમીનથી તેનું પેટ લાગતું અતી.
એમ કરતાં કરતાં તે ઠાકયો અપાર,
કે રંગ રંગનાં ટોળાં થતાંતાં પસાર.
ભુરા રંગની માંદી એક થઈ ત્યાં પસાર,
છાતી જેની સિંહ પગો નાંના અપાર.
બે કાંનો બે ખંજરો તીક્ષણ ઝબર,
ભરી છાતી ગરદન ને પતળી કંમર.
પુઠે તેટલોજ ઉંચો વછેરોબી એક,
તેટલીજ પોહુળી છાતી ને થાપા દરેક.
આંખ કાળી, રંગ ભુરો, ને વાંકી દુમ,
ઝબુન ખાસીયત, તુંદ ફઓલાદી [1]સુમ.
શરીર એકથી બીજે છેડે બુટ્ટાદાર,
જેંમ કેસર પર લાલ પુલનાં દાગો અપાર.

૧–પગની ખરી.

શું પાણી ચાકે શું ઝમીન પર જતો,
મેહેરો માહાથી તેઝ રાત ને દીન હતો. ૫૨૬
કીડીનાં પગો કાળી સકળાત ઉપર,
બે ફરસંગથી જોતો સીયાહ રાતે નર.
તે ઉંચઈમાં સાંઢણી, ને હાથીનું બર,
દીલેરીમાં સિંહ ને ગોયા કોહ ઝબર.
તે માંદીને રૂસતમે જોઈ જે વાર,
વછેરો જોયો હાથી તનનો તે વાર.
દીધો વાંક કયાંની કમંદને અપાર,
કે અટકાવે દોડતો વછેરાને યાર.
કેહવા લાગ્યો રૂસ્તમને ઝઈફ ચર્વેદાર.
ન ધર તું પરાયા ઘોડાને સરદાર.
પુછ્યું રૂસતમે ઘોડો કોણનો છે આંય,
કારંણ છાપ નહીં તેની જાંગે જણાંય.
એનો છાપ નાં જો, દીધો એમ ઉંત્તર,
બોલાય છે એ માંટે તો કંઈએક મગર.
ભુરા રંગનો રખ્શ એને કહીએછે ખાસ,
ખુબીમાં છે આબ, આંતીશનો છે પ્રકાસ.
થશે કોણ ધણી એનો, જાંણતા ન બસ,
હમો કહીએચ એને રૂસતમનો રખસ.
ત્રણ થયાં છે ઝીનમાં નાંખ્યાને સાલ,
બુઝર્ગોની આંખે ખુંચે છે એ હાલ. ૫૨૭
જુવેચ એની માંદર સવારની કમંદ,
તેવીજ થાય છે સિંહ જેવી સાંમી બુલંદ.

નથી જાણુતા કંઈબી એ જહાં પહલવાન,
કે શું છે એનો ભેદ છુપ્યો નિદાન.

તું અયે મર્દ દાંના એથી દુર જા,
એવી રીતનાં અઝ઼દહાની સાંમો ન થા.

કે લડવા પર આવેચ આં માંદી મુંદામ,
ચીરેચ સિંહનું દીલ અને ચિત્તાનું ચામ.

આં વાત જ્યારે રૂસતમ જો સમજી રહયો,
તો વાતો તે ઝઇફ નરની જાણી ગયો.

પછી ફેંકી રૂસતમે શાહી કમંદ,
કીધું જેમાં સર [1]અસ્પ ભુરાનું બંદ.

એ જોઇ મસ્ત સિંહ જેવી દોડ઼ી માંદર,
ને ચાહાતી કે કરડે તેનું દાંતે સર.

પુકાર્યો રૂસતમ મસ્ત સિંહની મીસાલ,
ડરી ગઈ અ઼વાઝે તે માંદી તતકાલ.

મારી મુંકકી એક તેને ગરદનને સર,
પડી જેથી ધુંજતાં તને ભોંય ઉપર.

તે ઉછળી ને થઈ ઉભી ઘભરાટે ખાસ,
તુરત પાછી દોડ઼ી તે ટોળાંઓ પાસ. ૫૨૮

ઉભો ઠેરવી પગ રૂસતમે ઓરેમંદ,
ખેંચી ઝખ્મ કરનારી ઝયાદા કમંદ.

કરી ઝ઼ોર ફેરવ્યો પોતાનો દસ્ત,
ને એક હાથે ઠોકી તેની પીઠ મસ્ત.

ન પીઠ કીધી વાંકી ઝરાબી અહીં,
તે વાતે તેને મન હતું કંઇ નહીં.

[1]—ઘોડો.

બોલ્યો દીલથી મુંજ લાયક છે આં તમામ,
કરશ હુવે કંઇબી મુંજ હાથોથી કામ.
પવંન માંફક પીઠ ઉપર બન્યો સવાર,
બની તેઝ દોડયો ને ગુલરંગ અપાર.
ચરવેદારને પુછયું શુ અઝદહાનું દામ?
કીમત એની કોણુ કરી શકશે મુંદામ?
જવાબ દીધો કે તું હોય રૂસતમ અગર,
તો જા બેસી, ઇરાંનને આબાદ કર.
કીમત એની છે એજ આંખું ઇરાન,
કરશે એની સ્વારીથી રોશન જહાન.
હસ્વે હોટ રૂસતમનાં પરવાળાં સમ,
કહયું રબથી નેંકી છે હક દમ બ દમ.
ને ઝીન કસ્યું તેંણે તે ગુલરંગ ઉપર,
કીના અને જંગથી ગરમ કીધું સર. ૫૨૯
લગામ મુંકી ઢીલી કીધી તેઝ તંગ,
જોયું તેમાં છે કંઈ હીંમત, ઝોર, રંગ.
ગોરઝ કોલાહુ બખ્તરનો ઉંચકે છે ભાર,
છે પીલતન ને ગરદન, બાઝુ, ઝોરદાર.
એવો ઘોડો આવ્યો તેને હાથ ખાસ,
તો એક બારગી ગમથી કીધું દીલ ખલાસ.
[1]સેપંદ બાળતો હર રાતે ગુલરંગની પાસ,
તેને હર બલાથી બચાવાને ખાસ.
તેની ડાબી જંમણી ગો જાદુ થતું,
લડઇમાં હરણ ગોયા જીવતું હતું.

૧—ખુશબુ.

નરમ મોંહ, ને કંફ નાંખતો, જાંણતો, લગામ,
કદમ ભરતો, ગોલ થાપા, ચાલાક તમામ.

ઝાલેઝરનું દીલ બન્યું ખુશનુંમાં બાહાર,
નવા રખશથી, ને મુંબારક સવાર.

ખોલ્યો દર ખઝાંનાનો વેંહચ્યા દીનાર,
કીધો નહીં તેંણે આજ કાલનો વિચાર.

મોહરો, હાથીપર મુંકેલી જાંમ અંદર,
નાંખ્યો થયો આવાઝ કંઈ માંઇલો પર.

કર્નાય સંગ નગારાંના આવાઝો સખ્ત,
તથા હીંદી ઘંટો અને હાથી મસ્ત. ૫૩૦

થી ઝાબુલમાં વરસી કયાંમત તે વાર,
ઉઠો મુંરદાં? કીધો ઝમીને પુકાર.

ઝાબુલથી સેપાહ થઇ રવાંના તમામ,
સિંહ માફક હાથ લોહીથી ધોયલા મુંદામ.

હરોલમાં હતો રૂસતમે પહલવાન,
દીલેર દાંનાંઓ પીઠ પાછળ નિદાન.

તે લશકરથી પુર નાંલાં, જંગલ, મયેંદાન,
જગા રહી નાં કાગોને ઉડવા નિદાન.

જગેજગ નગારાં ઠોકાતાં ઝબર,
દેખાતાં નાં દુન્યાંનાં પગો કે સર.

ફસલ પુલો ખીલવાની વેળા ઝબર,
ચલાવ્યું તે ઝાબુલેસ્તાંથી લશ્કર.

જો ઝાલથી વાકેફ થયો અફ્રાસેયાબ,
તો છોડયું તેણે ખાવું, પીવું, ને ખાબ.

લાવ્યો તે સેપાહને રએનાં [1]ખાર પાસ,
હતાં જ્યાં બરૂ, પાણી, મયેદાંનો, ખાસ.

ઇરાંનથી તે આવી સેપાહ દમ બ દમ,
બેઆબાંને રસ્તે જંગ મયેદાન ગમ.

બે ફરસંગ સેપાહથી સેપાહ રહી જે વાર,
સરદારે, બુઝર્ગોને તેડ્યા તે વાર. ૫૩૧

કહયું તેંણે તેંમણે કે અફ્રાસેયાબ,
સેપાહ લઇને આવ્યોચ ઓળંગીને આબ.

ગોઠવ્યું છે લશ્કરને મેં હયાં મુંદામ,
ફાયદાકારક સાંમ્રગી સાંથે તમામ.

વગર શાહાનાં તખ્તે અકલ ગઈ તમામ,
સાલાર વિનાં ફઓજ અને ગ઼એર રીતે કામ.

મુંબારક બેઠો ઝવ તખત પર જે વાર,
નવી ક્રીર્તિ ગેતીમા મળતી તે વાર.

હવે જોઇયેચ શાહી તુખંમ કોઈ મગર,
કમર શાંહી બાંધી બેસે તખ્ત પર.

મુંલક રાખે રીતસર એવો શાહ ઝબર,
કારણ માણસ હોતું નથી સર વગર.

મુંબેદે નિશાન આપીચ હમને મુંદામ,
બુલંદ એક નેંક બખ્ત શાહાની તમામ.

તુખમ ફરીદુનની, દીલેર કયકોબાદ,
જેમાં નુર, દબદબો, છે નીતી, દાદ.

[1] જંગલ.

## ઝાલનું રૂસતમને અલબોર્ઝ પાહાડ ઉપર કયકોબાદને લાવવા માટે મોકળવું અને તેનું તેની સાથે પાછું આવવું.

રૂસ્તમને બોલ્યો મુંબારક ઝાલેઝર,
તું ઉઠ ને ઉઠાવ ગોર્ઝ ગરદન ઉંપર.

સેપાહ સાથે આવે પસંદ એક તું કર,
અને દોડી પોંહોચ કોહે અલબોર્ઝ પર. ૫૩૨

તથા કર નમન કયકોબાદ આગળ એક,
તેની પાસે ખોટી થતો ના તું છેક.

બે હફતામાં આવવું જોઇયે હયાં મગર,
સુતોનાં, મોરો વેહેલલો ચાલ્યાજ કર.

તું કેહેજે કે લશ્કર જુવેચ તાહારી રાહ,
તૈયાર રાખ્યું છે તેઓએ તખ્તે શાહ.

શાહી તાજ લાયક નથી તું વગર,
જેથી આવ શાહ તું મદદની ઉપર.

કરી રહયો એ વાત જો ઝાલેઝર,
કે તહમતને પાંપણ ઘસ્યાં ખાક પર.

તુરત બેઠો રખશ ઉપર થઈ શાદ ખાસ,
અને આવ્યો દોડતો કયકોબાદ પાસ

તલાયા હતા તુર્કીઓનાં જે રાહ,
ઘુસ્યો તેમાં પહલવાંન લશ્કર પનાહ.

તે નાંમદારોથી જંગ મચાવી તુરત,
લઈ હાથ એક ગુર્ઝ ગાવની સુરત.

કીધો હુમલો રૂસતમે એક પાહાડ સમ,
વગર ફૂઓજે તનહાં હતો દમ બ દમ.

ઉખેડયા તે જગ્યેથી હુમલામાં એક,
ગયા કંઈ પડી કંઈ વિખેરાયા છેક. ૫૩૩

જે તરફ દોડતો તે બાહાદુર અગર,
ત્યાં ખુનની નદી કરતો ઝારી ઝબર.

તુરાંનીઓમાંથી મુવા બેશુમાર,
બુરો બેઠો દહાડો દીલેરોનો યાર.

તુરાનના દીલેરોબી સામા થયા,
પણ આંખર તે જંગમાંથી નાંહસી ગયા.

ગયા તેઓ નઝદીકે અફ્રાસેયાબ,
કે ખુન ભર્યાં દીલ અને આંખો [1]પુરાબ.

કહયો કમ ઝેયાદા તેને સઉએ હાલ,
સેપાહ થયો તે હાલથી [2]પુરમલાલ.

હુકમ કીધો જેથી "કલુંન" આવ્યો પાસ,
દીલેર તુર્કી બાહદુર ચારા ભર્યો ખાસ.

કહયું તેણે લશકરથી ચુંટી સવાર,
અને જા તું હયાંથી [3]દરે શાહરીઆર.

તું બાહદુર, અકલમંદ, ને રેહેજે હુશ્યાર,
ને રાખજે તકેદારી થઇને બીદાર.

છે માણુસાઈ દેવો ઇરાંની ઝબર,
ટુટી જે પડે છે તલાયાઓ પર.

"કલુંન" ચાલ્યો પાદશાહની પાસેથી જ્યાર,
આગળ ચાલ્યાં માણુસ રાહ દેખડ઼ાવનાર. ૫૩૪

૧–પાંણીથી ભરેલા. ૨--રજ ભરેલો. ૩--શાહાના મેહલમાં.

કે રાહ રોકી નામદારો દુશમનની સખ્ત,
દીલેર મર્દોથી ને હાથીઓથી મસ્ત.

હયાંથી જંગી રૂસતમ કીધેલો પસંદ,
ચાલ્યો પાસે ઇરાનના શાહની બુલંદ.

કોહે અલબોરઝથી તે માઇલ એક રાહ,
અજબ શાંન શવકત ભરી જોઇ જગાહ.

ઘણાંક જાહાડો ને વેહેતાં પાણી અતી,
બેઠક નવજવાંન માણસોની હતી.

મુંકેલું હતું તખ્ત એક પાણી પાસ,
ગુલાબ કસ્તુરી જે પર છાંટયાંતાં ખાસ.

હતો નુરી માહાતાબ મીસાલે જવાન,
બેઠો તખ્ત ઉપર તે છાંયા દરમ્યાન.

હતા સફ સમારી કંઈ જંગીઓ પાસ,
કમરબંદ બુઝર્ગો જેવા બાંધી ખાસ.

ભરી હતી બાદશાહી મેહફીલ ખુશાલ,
પુર રંગ રવનક બહિશ્તની મીસાલ.

જોયો રાહામા પેહલવાનને તેઓએ જ્યાર,
એસ્તેકબાલ ગયા તે જગોથી તેવાર.

આવ્યા તેઓ જે વારે રૂસતમની પાસ,
નમન કીધું સઉ કોઇએ તે પાસે ખાસ. ૫૩૫

ને બોલ્યા કે અય પહલવાં નામદાર,
જતો ના તું અત્રેથી ચાલી ઝીનહાર.

કારણ હમો મેઝબાં, તું મહેમાં અગર,
આં જગ્યે હમારાં ઇઝનથી ઉતર.

મનાવ્યે ખુશી જેથી સરવે શીતાબ,
પીજ્યે યાદમા નાંમેવરની શરાબ.

બોલ્યો તેંહુમતન શાદ થઇને મુંદામ,
એ ગરદનકશો, નામદારો તમામ.

જવું છે મને કોહે અલ્બોર્ઝ પર,
અતીશય અગતના માહારાં કામ સર.

ખોહવો નથી મુંજને ઝરા હયાં વખત,
કારણ કામ આવી પડયું છે સખત.

કુલ ઇરાં ઝમીન દુશ્મનોથી ઉભાયેચ,
હરેક ઘેર માતમ રડારોળ થાયેચ.

પડયુંચ તખ્તે ઈરાં શાહનશાહ વગર,
ખુશી હું કરૂ એ બને કેમ મગર.

વખત નથી કરવાનો અએશો આરામ,
કારણ ગમથી ઘભરાયો છું હું તમામ.

કહયું તેઓએ નામેવર પહલવાન,
અગર જાયેચ તું અલ્બોરઝ બેગુમાન. ૫૩૬

તો અય નાંમજોય કહે હમારી તું પાસ,
કે ત્યાં કોણને શોધવાને જાયે છે તું ખાસ.

હમો છૈયે તે નેંક જગાનાં સવાર,
જેઓએ હયાં મીજલસ કીધી છે તૈયાર.

પોંહચાડીશું ત્યાં વેર તુને સર બ સર,
થશું દોસ્ત એકકનાં રાહાની અંદર.

જવાબ દીધો તેંણે [1]સરેઅંજુમન,
કે શાહ એક છે તે જગ્યે પાકીઝા તન.

[1] અંજુમનમાં.

છે તે સરફરાઝ નાંમનો કયકોબાદ,
ઇન્સાફી ને છે ફરીદુનની ઓલાદ.

તમોમાંથી જે કોઇનેબી હોય જો યાદ,
તો બતલાવો નિશાંનીએ કયકોબાદ.

બોલ્યો પહલવાં નાંમેવર પ્રીઈલિતન,
તેની વાતો સમજી ચુકી અંજુમન.

દીલેરોનાં સરદારે ખોલી ઝબાન,
કય, કોબાદની જાણું છું હું નિશાન.

નિચે ઉતરી આવે હમારે મકાન,
તુંજ ચેહરાથી ખુશ કરે આં સૌના જાન.

તો આપુ કોબાદની નિશાંની હું તે,
કે રાહ અને રસ્મો તેની કેવી છે. ૫૩૭

રખશથી તહમતન ઉતર્યો "[1]ગો બાદ,"
જો સમજી તેઓથી નિશાંને કોબાદ.

શીતાબીથી આવ્યો નદી કાંઠે ચાર,
બેઠા જાહાડ નિચે તેઓ છાંયાદાર.

જવાન આવી બેઠો તે સોંનેરી તખ્ત,
એક હાથે ધરી હાથ રૂસ્તમનો સખ્ત.

બીજે હાથ જાંમે શરાબ પુર લીધી,
ને યાદમાં આઝાદ નરોની તે પીધી.

દીધી જામ રૂસતમને [2]મએની દીગર,
અને બોલ્યો અય પહલવાં નાંમેવર.

કોબાદની નિશાંન પુછી મુંજને મુંદામ,
તો જાંણી શંકયો કયાંથી તું તેનું નામ.

૧ હવા મીસાલ. ૨ દારૂની.

કહયું રૂસ્તમે પહેલવાંથી ઝરૂર,
વધાઈ લઇને આવ્યોચ ખુશાલીથી પુર.

ઈરાનનું તખત રાખી મુંકયુંચ તૈયાર,
તેડેચ શાહ થવા તેને [1]બુઝરૂગવાર.

બુઝર્ગોનો માંણીતો માહરો પીદર,
કે સઉ કોઈ કહે છે જેને ઝાલેઝર.

કહ્યુંચ મને જા અલ્બોરઝ બેદીરંગ,
કોબાદ જંગીને શોધ ટોળાંની સંગ. ૫૩૮

ઓળખી શાહ તે પાસે નમન કરજે યાર,
તેની પાસે થોભતો નાં તું ઝાજીવાર.

કેહેજે તુને તેડે છે પહલવાનો યાર,
કીધુંચ તખ્તે ઈરાં તેઓએ તૈયાર.

નિશાન આપી શકતો હોય તેની અગર,
તો આપી, પુગાડ તેને શાહી ઉપર.

તે રૂસતમનાં બોલવાથી જંગી જવાન,
હસ્યો અને બોલ્યો કે અય પહલવાન.

તુખમથી ફરીદુનનાં હુંજ છું કોબાદ,
પીદર દર પીદર નામ છે મુંજને યાદ.

તો સર જુંકયું રૂસતમે સમજી તુરત,
ઉતર્યો ઝરીન તખ્તથી તે વખત.

કે અય ગેતીનાં પાદશાહોનાં શાહ,
બુઝર્ગોની હાંમ દીલેરોની પનાહ.

ઈરાનનું તખત તાહારે તાબે તદન,
તુંજ હાથોમાં રહો મસ્ત હાથીના તન.

૧ દાનાંવ મર્દો.

બેઠક તાહારી શાહી તખત પર મુંદામ,
કીર્તિ, દબદબો, રહો તું સાથે તમામ.
વધાઈ આપું છું ગેતીનાં શાહાની પાસ,
જંગીઓના જંગી ઝાલેઝરથી ખાસ. ૫૩૯

મુંજ બંદાને આપે હુકમ શાહ મુંદામ,
તો પોંહચાડવાનો હું પોંહચાડુ પેગામ.
લડાયક દીલેરોનો પયગામ ખાસ,
કહું હું ઉમંગ ભર્યા તું શાહાની પાસ.
જગાએથી ઉઠયો કોબાદ દેલાવર,
હોશ, અકલ, દીલ, રાખ્યું રૂસતમ ઉપર.
ઝબાં ખોલી તહમતને ત્યારે મુંદામ,
કહયો ઇરાંની સરદારોનો પેગામ.
સુખન પુગા સરદારનાં કાંનો ઉપર,
લાગું દીલ ખુશીથી ધડકવા ઝબર
તે બોલ્યો કે લાવો શરાબોની જામ,
કીધી નોંશ તહમતનની યાદે તમામ.
એજ માંફક તહમતને જાંમે શરાબ,
દોઆ શાહ ઉપર કરી પીધી શીતાબ.
તું ફરરોખ ફરીદુનની નિશાન છે,
રૂસતમ તુને જોઇને શાદમાન છે.
એક પલબી નાં હોતી જહાં તું વગર,
નાં શાહી તખત તાજ કયાંની અગર.
ઉંચા નિચા લાગા નિકળવાને સુર,
કમ થયો ગમ ને ખુશાળી ભરપુર. ૫૪૦

વાજીંત્રો વગાડનારા ખુબસુરત ખુદ,
અગર બાળતો એક ને વગાડતો એક [1]ઉદ.

ગવૈયાએ ગાઈ ગ઼ઝ઼લ આં ઝ઼રૂર,
દફ ચંગ ને વાંસલીના મેળવીને સુર.

મુંબારક દીવસ આજે છે ભર્યો દાદ,
કે રૂસતમ બેઠોચ સાથે લઇ કયકોબાદ.

પસાર કર્યે થોડો વખત ખુશ મુંદામ,
કર્યે વાતો જંમશીદની, નોંશ કર્યે જામ.

મધુર લબનાં સાક઼ી શરાબી દે જામ,
પીઊં નેંક ક઼દમ શાહાની યાદે તમામ.

જાંમેજમ દે સાક઼ી શીરીં લબ અરે !
જે, મય, દીલથી દુર કાટ ગ઼મનો કરે.

નાં પાંચ શીનથી મોંઢું ફેરવ આં શીતાબ,
[2]શબો [3]શાહેદો [4]શહદો [5]શમઓ [6]શરાબ.

ફ઼લક સૌથી તુંદી કરે છે અપાર.
તું તે સાથે તુંદી નાં કરતો જીનહાર.

ન દે દીલને દુઃખ તું શરાબ પીલે લાલ,
ન થા ખાકી, તુંદ તેઝ આંતીશ મીસાલ.

એ નેંક નર, છે ઠીક પીવો રાતો શરાબ,
નાંવારેસનાં ખુન પીવા કરતાં શીતાબ. ૫૪૧

દાંમન રહે વળગેલી મએથી અગર,
હરામ છે હઝ઼મ પગ નાં ટેકવે મગર.

જેથી પાણી રંગીન જો હોય માહારી પાસ,
બુધ્યા નાંખે લાંનત, ભલું તેથી ખાસ.

૧–એ નામનું વાજીંત્ર. ૨–રાત, ૩–માશુક, ૪–મધ, ૫–ચેરાગ઼, ૬–દારૂ.

સારંગીનાં સુર ચંગના તારો ઉપર,
આં બએતો ગાતોતો ગવૈયો મગર.

ફરી લાલ દારૂની જાંમો જે વાર,
ખીલ્યા ગાલો શાહે જહાંનાં તે વાર.

કહ્યું તે જગે પહલવાંનને શીતાબ,
મુંજ રોશન રવાંને જુવેલો છે ખાબ.

સફેદ બાઝ બે આવેચ ઈરાંથી આજ,
ખુરશેદ જેવું લઈ એક નુરમંદ તાજ.

અદા નાંઝથી તે આવેચ માહારી પાસ,
મુંકેચ તાજ તે માહારાં સર ઉપર ખાસ.

ઉમેદ લાગી મુંજને થયો જો બીદાર,
સફેદ બાઝની, તાજ નુરીની, ચાર.

તો મીજલસ કીધી શાહા જેવી તૈયાર,
નદી કાંઠે જે તું જુવે છે આંવાર.

સફેદ બાઝ મુંજ માટે તહમતન છે તું,
વધઇ પાંમ્યો તાજે દીલેર પેહેડીશ હું. ૫૪૨

સુની શાહાનાં સ્વપનાંની વાત તહમતને,
તે બાઝ, નુરી તાજ, ચંદ્રસમની અને

કહ્યું પહલવાંનોના શાહાને શીતાબ,
નિશાંન પયગંમબરોની છે તાહારો ખાબ.

હવે ઉઠ, કે ઇરાંનની નઝદીકમાં ખાસ,
મદદ માટે જઇયે દીલેરોની પાસ.

કોબાદ ઉઠયો જગ્યેથી આંતશ મીસાલ,
ને પગ મુંકયો જંગના ઘોડા પર ખુશાલ.

પવંન માફક રૂસતમે બાંધી કમર,
કયકોબાદ સાથ આવ્યો દોડી મગર.

સફર તેંણે કીધી દીવસ રાત ખાસ,
ને એમ કરતાં આવ્યો તલાયાઓ પાસ.

પડી એ દેલાવર "કલુન"ને ખબર,
તો જંગ માટે આવ્યો તે સાંમો મગર.

ઇરાનનાં શહનશાહે જોયું જેવાર,
તો સફ સાંમે ખેંચવાનો કીધો વિચાર.

કહ્યું તહમતને તેને અયે શહુરીઆર,
આં જંગ નથી તું લાયક લડવા ઝીનહાર.

હું રખ્શ, ગેર્ઝ, અને બખ્તરની પાસ,
સમજ તું કે નહીં ટકશે એ લોકો ખાસ. ૫૪૩

દીલ, ગુર્ઝ, બાઝુ, એ છે માહારા યાર,
નથી માંગતો યઝદાં સીવાય મદદગાર.

માહારા જેવો હાથ, માહારી નિચે રખસ,
તો કોંણ થશે? તેણો ગુરઝ સાંમે બસ.

ડપટાવ્યો તે રખ્શ એટલું કેહતાંને વાર,
પુરા કરી નાંખતો ગુરઝથી સવાર.

ધરી એકને નાંખતો બીજા પર જેવાર,
દેમાગ સરનું નાંખમાંથી પડતું'તું બાહાર.

સવારોને ધરતો તુરત ઝીન ઉપર,
જંગી હાથે નાંખતો ઝમીન પર ઝબર.

પટકતો એવા તેંમણે હાથે ઝબર,
કે તુટતી તેઓની ગરદન, પીઠ, સર.

છુટોચ બંધથી દેવ, કલુંને જોયું ગર,
છે હાથમા ગુરઝ ને ફમંદ ઝીન ઉપર.

પવંન માંફક તેનાં પર ટુટી પડી,
મારી નેઝો, બખ્તરની તોડી કડી.

ધર્યો નેઝો, રૂસ્તમે મારીને દસ્ત,
કલુંન બન્યો હયેરત જોઈ બાહદુરી સખ્ત.

નેઝો નાંમવરે તેના હાથથી લીધો,
ને શોર પાહાડોની વીજ જેવો કીધો. ૫૪૪

નેંઝો મારી ઝીન પરથી ઉંચકી લીધો,
ને નેંઝો ઝમીન ઉપર ટેકવી દીધો.

કલુંન થયો સીક ઉપર [1]મોરગ મીસાલ,
એ જોયો સેપાહના દરેક જણે હાલ.

કદમ રખ્શનાં નિચે કચડી દીધો,
દેમાગ તેનું છુંદીને પુરોજ કીધો.

મોંઢું ફેરવી નાંઠા સવારો તમામ,
કલુંનને તેંમજ નાંખી ચાલ્યા મુંદામ.

સેપાહ હારી તેથી કલુંનની તે સખ્ત,
ઉંધું જેથી વળયું તુરત તેનું બખ્ત.

રૂસતમ થયો તે તલાયાથી પસાર,
શીતાબીથી પાહાડ તરફ ચાલ્યો. તેવાર.

હતું જે જગે વેહેતું પાણી ને ઘાસ,
ઉતર્યો તે જગ્યે તે પહલવાંન ખાસ.

એમ કરતાં રાત પડવા માંડી જે વાર,
કીધી તહમતને સૌ તેયારી તે વાર.

૧—પક્ષી.

કપડાં પહલવાંની સંગાર્યાં તમામ,
તથા તાજ અને શાહી ઘોડો મુંદામ.
ચાલાક પહલવાં, થઈ સીયાહ શબ જેવાર,
થયો શાહે ઇરાંનની સાથે તૈયાર. ૫૪૫
લાવ્યો તેને રાતે આલેઝરની પાસ,
ખબર થઈ નાં કોઇને તે આવવાની ખાસ.
બેઠા મનસુબો કરવાને હફ્તો એક,
જેમા હતા દાંનાં, મુંબેદો દરેક.
શહા કયકોબાદ જેવો ગેતી અંદર,
નથી કોઇબી ઝાહીર કે બાતીન અગર.
બેઠા તેઓ એક હફ્તો એ રીતે શાદ,
દારૂ સાથે મહેફીલ, ને પાસ કયકોબાદ.

## કયકોબાદ.

### કયકોબાદનું તખ્ત ઉપર બેસવું અને તેનું અફ્રાસેયાબની લડાઈ માટે લશ્કર લઇ જવું.

હાથીદાંતનું સંણગાર્યું આંઠ દહાડે તખ્ત,
ને લટકાવ્યું તાજ તે ઉપર તેજ વખ્ત.

શાહી કરવા બેઠો તેપર કયકોબાદ,
ને તાજ મુંકયું સર ઉપર ગોંહરનું શાદ.
થયા સર્વે એકઠા તેઓ નામદાર,
શુ "કારન" કે "દસ્તાં" લડ઼ાઈ મારનાર.
શુ કેશવાદ, ને ખરરાદ, ને બરઝીન, દીલેર,
નવા શાહા પર ગોંહર વધાવ્યાં ચોમેર.
પછી તેઓ બોલ્યા અયે શાહ નામેવર,
તુરકી સાંમે જંગની તૈયારી તું કર.
સુખન સમજી દાંનાઓનાં આં કોબાદ,
સફ ખેંચી સાંમે તેની આવી શાદ. ૫૪૬
ફરમાવ્યું કે કુલ સરદારો નામેવર,
ફોલાદી હુથ્યારો ભીડ઼ે સર બ સર.
મુંનાદી ફરી શાહી દરગાહથી એક,
કે ઇરાંની લશ્કરનાં પહલવાં દરેક.
કીનાં માટે ચાલો લડઇનો છે વખ્ત,
મગ઼ફ઼ર તુર્કીઓ પર કરો હુમલો સખ્ત.
ને જે કોઈ કે મરદી દેખાડશે વિષેશ,
સર્પાવ મુંજથી પાંમશે ને રબની બક્ષેશ,
તૈયારી થઈ લશ્કરની બીજે દીવસ,
નીકળ્યા [1]ડેરાઓમાંથી શોર બસ.
ભીડયાં જંગના હુથ્યારો રૂસતમે કુલ,
ચાલ્યો મસ્ત હાથી જેવો, ઉડી ધુલ.
ને સફ ખેંચી ઇરાંનીઓએ ઝબર,
કે ખુંન રેડવા બાંધી પોતાની કંમર.

[1]–તંબુઓમાંથી

એક હાથે કાબુલનો હાકમ મેહરાબ,
ને એક હાથે ગેસ્તેહમ જંગી શીતાબ.

કારન [1]કલ્બગાહમા દીલેર હતો શાદ,
ને ફ્રૂઓજને હરાવનારો જંગી કેશ્વાદ.

હરોલ અંદર પહલવાંન રૂસતમ મુંદામ,
અનુભવી જે પુઠે જંગી તમામ. ૫૪૭

મદદ પર હતા ઝાલ અને કયકોબાદ,
ગો એક હાથે આંતશ ને એક હાથે [2]બાદ.

આગળ હતો કાવેયાંની જુંડાબી સંગ,
થઈ ગેતી લાલ, પીળી, આંસ્માંની રંગ.

ઝમીન સ્થીર હતી. તે બની કીશ્તી ગર,
ફસી ચીનનાં ઉછળતા દર્યા અંદર.

જંગલ ખીણો ઢાલથીને ઢાલથીજ ભરાય,
ને તેગનું ચમકવું બત્તીઓ જણાય.

થઈ ગેતી દર્યો સીયાહ બેગુમાન,
પ્રકાશ તેગોનો લાખો બત્તી સમાન.

કર્નાયનાં અવાઝો સીપાહનાં પુકાર,
થી ચાલ ગોયા આફતાબ ભુલ્યો અપાર.

તૈયાર તે તરફ થયો અફ્રાસેયાબ,
લઇ નાંમી ઠાઠ ગુસ્સાવાળા શીતાબ.

શુ “અજનાસ” “વેસે” હતા જમણે હાથ,
બીજા એકકે એક જંગી પહલવાંનો સાથ.

“શમાસાસ” અને “ગરસીવઝ” ડાબે યાર,
ઉભા લઇને ભાલા ઝેહેરી આબદાર.

૧–લશ્કરની વચ્ચે. ૨–હવા.

કલબગાહમાં તુરાંની લશ્કરનો શાહ,
હતા સંગ દીલેર નાંમેવર કીનાંખ્વાહ ૫૪૮
ગો ફઓજ આવી ડાંમરનું વાદળ તમામ,
છુટયો જેથી ઝઇફ આંસ્માંની [1]બેહરામ.
આવ્યાં સાંમા લશ્કરો બેહુ એક જગો,
જણુાંતાં ના લશ્કરનાં સર કે પગો.
બેહુ લશ્કરથી કર્નાય નગારાંના નાંદ,
ઝમીનથી ગયા આંસમાને આબાદ.
પોલાદને ઘસે એવી ઘોડાની નાંલ,
થી આકાશ સમ ફરવા કીધો ભોંએ ખ્યાલ.
સેતારાને વિંધતી નેઝાની અણી,
[2]સરેતેગ બુજવતી ચીનગારી ઘણી.
ઘરઈ ખુંને કીનાંથી મયેદાંનની ધુલ,
ન સિંહ બચતા તેગે દીલેરોથી કુલ.
કમંદ માણુસો પકડી પાંમતી અર્માન,
પડતી એટલી તેઝ, ગો પકડતી [3]રવાન.
એ હાલ જંગી કારને જોયો જેવાર,
માર્યો મસ્ત સિંહની મીસાલે પુકાર.
દીલેરીથી લશ્કરમા આવ્યો તતકાલ,
પુકાર્યો ગોયા નરે સિંહની મીસાલ.
જોલાંન દીધી ઘોડાને મયેદાં અંદર,
બાઝુથી દેખાડયા મર્દીનાં હુનર. ૫૪૯
તે બોલતો કુમક છું દીલેરોની હું,
ને ઇરાંનનોબી હું એક પેહેલવાન છું.

[1] મંગળ સીતારો [2] તલવારની અણી. [3] આંતમાં.

તમોમાંથી માગું છું બાહદુર સવાર,
કે લડીએ મયેદાંને બે જણ બેશુમાર.
પણ મયેદાંને સાંમો કોઈ આવ્યો ન મર્દ,
કે પેહેલવાંનીમાં તેનો થાય હમનબર્દ.
ઉસ્કેશાયો કીને અક્રાસેયાબ પર,
કે દીલ તેઝ કીધું કીનાં ભર્યું સર.
તેવોજ પડયો તુરાંની લશ્કર ઉપર,
તેની ધુળથી ધંકાયા માંહો મહર.
ઘડી ડાભી બાજુ ઘડી જમણી પાસ,
લડ્ઈ માંગતો દોડી હરેક જણથી ખાસ.
દરેક હમલામાં કારને સરફ્રાઝ,
નિંચે નાંખતો દસ જંગી ગરદનફ્રાઝ
બુલંદ ભાલા, શમશીરો, ગુરઝો, નિદાન,
કતલ કરતો દુશમનના જંગી પેહેલવાન,
મુંરદાંથી ઝમીન કીધી કોહોનાં સમાન,
આજેઝ થયા જેથી દીલેરે તુરાન.
જોયો બાહદુર પેહેલવાંને ત્યાં શમાસાસ,
પુકાર્યો શેરે નર મીસાલે તે ખાસ. ૫૫૦
અને આવ્યો નઝદીક તેની તેજ વાર,
ખેંચી કાઢી મ્યાનમાથી તેઝી તલવાર.
મારી તેગ સરમાં ઝેહેરી આબદાર,
ને બોલ્યો કે કારન હું છું નાંમદાર.
ઉંધો પડયો પહલવાં શમાસાસ ખાસ,
મરણ પાંમ્યો એકદમ તે જગ્યાની પાસ.
એવાંજ છે આં ઝઇફ આંસમાંના એ કામ,
કદી થાય કમાં તો કદી તીર મુંદામ.

## રૂસતમની અક્રાસેયાબ સાથની લડાઈ, રૂસતમનું તેના માંથા ઉપરથી તાજ લઇ લેવું અને અક્રાસેયાબનું તુરાંન નાંહસી જવું

જોયું રૂસતમે કારને શું કીધું,
જંગ હુમલો કેમ કરવો તે જોઇ લીધું.
તેવારે પુંછ્યું તેંણે જઈ બાપ પાસ,
કે અયે જહાં પહલવાં તું કહે મને ખાસ.
તે નર બદ મનશનીનો અક્રાસેયાબ,
ઉભો રહે છે કયાં મયેદાંને જંગ શીતાબ.
શું પેહેડેચ ને જુંડો ઉડેચ તેનો કયાં,
ભુરા રંગનો જુંડો ઉડેચ ખરો ત્યાં.
લડું તેથી હું, આપ તેની નિશાન,
કે થાઉ સરફ્રાઝ જેથી જંગી દરમ્યાન.
મેહેરો માંહ મદદગાર માહારા જો થાય,
તો લાઉ તેને ખેંચીને શાહ પાસે આય. ૫૫૧
કરશ આજે તે સીવા કોઇથી ન જંગ,
છું હું, ગુર્ઝ, મયેદાં, ને પીસરે પશંગ.
કંમરનો કંમરબંદ તેની આજે હું,
ધરી ખેંચી અત્રે હું લઈ આંઉ છું.
એક રબ પયેદા કરનારના હુકમથી ગર,
ખેંચી લાવીશ હોશે અગર કોહો ઝબર.

બુરાં મનના તે ઝુલ્મી નરને હું ખાસ,
તુરત લાવીશ બાંધી કયકોબાદ પાસ.
કહ્યું ઝાલે કે તું સમજ અયે પીસર,
અને આજ તું કંઇ જરા હોશ ધર.
તે તુરકી છે જંગમાં નર અઝદહા સીતમ,
આફતનું વાદળ જંગમાં, પોલાદી દમ.
સીયાહ તેનો જુંડો ને બખ્તર સીયાહ,
ફોલાદી બાઝુબંદ, ફોલાદી કોલાહ.
જડેલું છે સોનું કુલ લોખંડ ઉપર,
જડીચ કાળી વાવતીબી કોલાહ અંદર.
દેલાવર તે પહલવાંન ઉતરે છે જ્યાં,
બરાબરી દસની કરેચ જંગમાં ત્યાં.
લડાઇમાં નથી ઠરતો એક જગ્યે તે,
પશંગના બેટાની એવી રીતો છે. ૫૫૨
તે દંમથી દર્યા બાહાર ખેંચેચ મગર,
ઊંચાઈ એંસી વાંમથી નથી કમ અગર.
સંભાળજે તેથી તું પોતાને ઝબર,
કારણ તે બુલંદ બખ્ત છે જંગી નર.
પોલાદી કોહો થઇ જાયે દર્યાનું આબ,
અગર સમજે તે નાંમે અફ્રાસેયાબ.
કહયું રૂસ્તમે કે ઓ પહલવાં ઝબર,
માહરે માટે જીવને દુઃખી તું ન કર.
તે જગ પયેદા કરનારો છે માહરો યાર,
મુંજ કીલ્લો છે, બાઝુ, હીંમત, ને તલવાર.

તે અઝદહા યા દેવ મર્દ હોશે બુલંદ,
તોપણ લાવીશ તેનો ધરી કમરબંદ.

તું જોશે કે જંગનાં મયદાંને આંવાર,
હું લાંઉ છું મગ્ઝ શાહા જંગીનું બાહાર.

કરશ જંગ હું એવી તે સાથે ઝબર,
કે રડશે પશંગની સેપાહ તે ઊપર.

ડપટાવ્યો કાંસાંની ખડીનો રખસ,
કે રણસીંગડાંનો ત્યાં થયો શોર બસ.

તો તુરકી સેપાહ તર્ફ દોડયો તેવાર,
ને લશ્કર પનાંહ [1]શેરે કીધો પુકાર. ૫૫૩

અક્રાસેયાબે મયેદાંને જોયો જેવાર,
ઉધરતો જવાં જોઈ તાજુબ અપાર.

દીલેરોને પુછયું આં અઝદહા એવો,
ગોયા આવ્યો બંદમાથી છુટી તેવો.

એ કોંણ છે? નથી જેનું જાણતો હું નામ,
કહયું એકે એજ પીલે દસ્તાંને સામ.

એ બાહાદુર છે બીશ્યાર, રૂસતમ છે નામ,
જંગ વેલા થાયેચ આબો આંતીશ મુંદામ.

નથી જોતો? આવ્યો છે લઇ ગુર્ઝે સામ,
તે આવ્યોચ જવાં હયાં ઉઠાવવાને નામ.

અક્રાસેયાબ આવ્યો તે લશકરની પાસ,
મોજા જેમ ઉછાળે છે કીશ્તીને ખાસ.

ડપટાવ્યો ઘોડો રૂસતમે જોઇ ઝબર,
ઉઠાવ્યો ગુરઝ ભારી ગરદંન ઉપર.

૧ સિંહે.

આવી લાગ્યો જ્યારે કે તે તેની પાસ,
ગુરઝ ભારી ઝીન ઉપર મુકયો તે ખાસ.
એમ કરતો જોયો અક્રાસેયાબે જ્યાર,
ખેંચી કાઢી મ્યાંનમાથી શમશીરને બાહાર.
અને લડયો ઝાલનાં તે બેટાની સાથ,
કે લંબાવ્યા રૂસતમે ગરદન ને હાથ ૫૫૪
ને ઝટ કમરબંદ તેનો પકડી લીધો,
જાુદો તેને ઘોડાનાં ઝીનથી કીધો.
તેને લઈ જવા ચાહુતો પેશે કોબાદ,
કે આપે તે જંગનાં પેહેલા દીનની યાદ.
સવારનો તે પંજો, [૧]અફસરનું વઝન,
ખમી શકયો નહીં તે કમરબંદ તદન.
ટુટો જેથી પડયો તે ખાક અંદર ખાસ,
સવારો તેનાં ફરી વળ્યા ચોપાસ.
તો તેંહુમતને લંબાવ્યો હાથને ઝબર,
લીધું લઇ સરઅફરાઝનું તાજે સર.
કમરબંદ રૂસતમનાં એક હાથ અંદર,
બીજે હાથે લીધું તેનું તાજે સર.
જો રૂસતમનાં હાથમાંથી છુટયો સરદાર,
તો પસ્તાવો લાગો રૂસ્તમને અપાર.
તે બોલ્યો બગ઼લમાંજ ધર્યો ન કેમ ?
શું કરવા કમરબંદ પકડયો મેં એમ ?
એકકે એક ઇરાંની દીલેરોબી ખાસ,
પછી આવી લાગ્યા તહમતનની પાસ.

૧ સરદારનું.

શું કારન, શું કેશવાદ, સઉ પેહેલવાન,
દોઆ કીધી રૂસતમ ઉપર બેગુમાન. ૫૫૫
તેડયો એકને તેહેમતને પોતાની પાસ,
કહયો સઉ બનેલો બનાવ તેને ખાસ.
બોલ્યો કમરબંદ ધર્યો શાહાનો ઝબર,
કે લાઉ તેને ઇરાંની લશ્કર અંદર.
પણ તેનો કમરબંદ ટુંટી જો ગયો,
મુંજ હાથથી પડી નિચે છુટતો થયો.
ઝમીન પરથી ઉઠી ઉભો જો તતકાલ,
કે તાજે સર નુરી ખુરશીદની મીસાલ.
તે રબની બક્ષેસથી ખેંચી લીધું ખાસ,
તું લઇ જા એને નેક પાદશાહાની પાસ.
ને હું, ખેંચી મ્યાનમાંથી તેઝી તલવાર,
કયાંમત કરૂ તુર્કીઓ પર અપાર.
કે હાથીની પીઠેથી ઘંટોના સાદ,
ને કંઇ માઇલોથી દુર નગારાંના નાદ.
તો આવી વધઈ એક નઝદીકે શાહ,
કે રૂસતમે તોડી છે [1]કલ્બેસેપાહ.
ગયો તુરકીઓના તે અફસરની પાસ
ને કીધો તે સરદારનાં જુંડાનો નાસ.
પછાડયો તેને, કમરબંદને ધરી,
કે શોર ઉઠયા તુરકી બાઝારે ફરી. ૫૫૬
સરદારો દલીર ફરી વળ્યા ચોપાસ,
તેને પ્યાદો લઇ ગયા સરદારો ખાસ.

૧ લશ્કરની સફ.

તે તુરકીનો અફસર થયો જેર અગર,
તો બેસી એક તેજ ચાલનાં ઘોડા ઉપર.

ને તેજ વખત જંગલની બાજુ ફર્યો,
સેપાહ મેલી પડતી જીવ હઇએ ધર્યો.

કય કોબાદે સમજી ખબર આં ખુશાલ,
તો ફરમાવ્યું લશકર પવનની મીસાલ.

ચલાવે તુરત મારો તુરકીઓ પર,
ને બુન બેખ ઉખેડે તેઓની ઝબર.

કોબાદ ધસ્યો આંતશ મીસાલે તે રાહ,
પવંનથી દર્યો, તેવી જોશમાં સેપાહ.

બીજે હાથ ઝાલ અને મેહરાબ શેર,
કે ચાલ્યા લડઇ કરવા માટે દીલેર.

લડઇની પકડ ધરનાં શોરો અપાર,
ને તીરોનાં ધા ખંજરોના પુકાર.

સોંનેરી શું કોલાહ સોંનેરી [1]સીપર,
[2]તેશાઓનાં ઘાથી ફરવા લાગ્યાં સર.

કોઈ ખુણેથી વાદળ ચઢી આવતું હોય,
નારંગી પર હીંગરાને વરસાવતું હોય. ૫૫૭

બેહુ લશ્કરો એક બીજાં સાંમા થયાં,
ગોયા એક બીજામાં ભેલાઈ ગયાં.

પુકારવું નરોનું નગારાંનો જોસ,
પુકારતાં વાદળ ઉપર કરતાં અફસોસ.

પોલાદી ચુંગાલના સિંહોનાં દમામ,
થી ફાટતાં દીલ શેરોનાં, વાઘોનાં ચામ.

૧ ઢાળ   ૨ કુહાડીઓનાં.

ઝમીન કીધી લાલ રૂસતમે જંગ સાથ,
ગોરઝ એક હતો ગાવ સુરતનો હાથ.

તે ડપટાવતો ઘોડો જે જગ્યા ઉપર,
ત્યાં પાંનખરનાં પાન જેવાં પડતાંતાં સર.

જો હાથ નાંખતો કાપનારી શમશીર ઉપર,
તો ફેંકતો નિચે સરફરાઝોનાં સર.

સર પર સરઅફરાઝ મારતો જો હાથ,
તો બે ટુકડા કરતો ઘોડા સાઝ સાથ.

ફેરવતો જો શમશીરને ગરદન ઉપર,
તો ઢગ કરતો કોહ સમ સવારોનાં સર.

દીલેરોનાં ખુનથી લડ઼ઇનું મયદાન,
થયું ખુંનથી મોજ મારતા દર્યા સમાન.

ભરાયું કુલ જંગલ પગો, હાથ, સર,
થી નાંલ નિચે જંગી ઘોડાની ઝબર. ૫૫૮

ઘોડાઓની નાંલે તે જંગલ દરમ્યાન,
ઝમીન છ બની બન્યાં આંઠ આંસમાન.

તે જંગને દીવસ ગયો ખુંનનો ભીનાસ,
નિચે [1]માહી તક ધૂળ માહાતાબે ખાસ.

કે જંગને દીવસે તે પહલવાં બુલંદ,
લઈ તેગ, ખંજર ગુરઝ ને કમંદ.

કાપ્યાં, ચીર્યાં, ભાંજ્યાં, અને બાંધ્યાં, સખ્ત,
પહલવાંનોના માથાં, સીનાં, પગો, [2]દસ્ત.

દીલેર જંગી સો ઉપર સાહાઠ ને હઝાર,
થયા સિંહુની જંગમા એકજ હમલે ઠાર.

૧–મચ્છી સુધી. ૨–હાથ.

નિગાહ ઝાલેઝરે કીધી બેટા પર,
કુવતમંદ, રોઆબદાર, અને નાંમેવર.
ધડકયું તેનું દીલ ખુશીથી બુલંદ,
કારણ, જોયો રૂસતમને એમ હુંનરમંદ.
ગયા નાંહસી તુરકી તજીને [1]મોઘાંન,
સેપાહને ચલાવી તરફ [2]દાંમોઘાંન.
જૈહુન તક લડ઼ઇની જગાથી નિરાત,
ઝખ્મી દીલે ગ઼મથી ચાલ્યા કરતા વાત.
હથ્યારો પુટેલાં, ટુટેલી કંમર,
ન કર્નાય, નગારાં, ન પગો, ન સર. ૫૫૯
સેપાહ રહી દીવસ ત્રણ નદીની ઉપર,
આગળ વધી ચોથે દીવસ સર બ સર.
કુલ ઇરાંની લશકરનાં પેહેલવાંનો ખાસ,
તે રાહાથી પાછા ફર્યા પાદશાહની પાસ.
ધરાયલા હતા સઉ ખઝાંને બુલંદ,
હતા તુરકી કઃએદીઓબી ટોળાં બંદ.
જમાં થયું પાછું તે જંગી લશકર,
દોઆ કીધી ગેતીનાં શાહની ઉપર.
ફર્યો પાછો પીલતન આં બાઝુથી ખાસ,
ત્યારે આવ્યો ઇરાંનનાં શાહાની તે પાસ.
જોયો શાહે તેને તો ઉઠયો અગર,
ધર્યા હાથે, રૂસતમનાં હાથ અને સર.
બેસાડયો એક હાથ ઉપર તે નાંમેવર,
બીજા હાથ ઉપર નાંમવર ઝાલઝ઼ર.

૧-૨-શેહેરોના નામ.

## અફ્રાસેયાબનું બાપની નજદીક રૂસ્તમની લડાઇની હકીકત કહી સંભળાવવી અને સુલેહની ખ્વાહીશ કરવી.

એ'ણી ગમથી નાં'ઠેલો અફ્રાસેયાબ,
નદી સુધી નાંહાસતોજ ગયો તે શીતાબ.

રહયો હફ્તો એક તે નદી પર જરૂર,
આંઠમે દહાડે ગુસ્સા ને કીનાંથી પુર.

નદી પરથી આવ્યો પશ'ગની તે પાસ,
હતું બોલવું જયાદા, કરવું થોડું ખાસ. ૫૬૦

કહ્યું તે'ણે અયે નાંમ ઉઠાવનારા શાહ,
લડ઼ઈ શોધવી આંય તે છે તાહારો ગુનાહ.

ક઼ઓલ શાહનો તોડયો એકતો જાં'ણી જોઈ,
નથી કીધું આગલા બુઝર્ગોએ કોઈ.

તું જાં'ણતો નથી ક઼ઓલ તોડનારો નર,
ઇજ્જત નથી. પાંમતો અંજુમનમા ગર.

જમીન થઇચ ન એરચની અવલાદે પાક,
ને બન્યું નથી ઝેહેર ક઼ાતેલ [1]તર્યાક.

એક જઇ બીજો આવેચ તે ઠાંમ પર,
મુ'લક કંઈ નથી રેહેતો હાકેમ વગર.

કોબાદ આવ્યો ને તાજ મુ'કયું છે સર,
નવોજ કીનો શુરૂ કીધો છે મગર.

[1]–ઝેરનો ઉતાર.

સવાર એક પયેદા થયોચ તુખ્મે સામ,
રૂસતમ જેનું રાખ્યું છે દસ્તાંને નામ.
ગુસ્સા ભર્યો આવ્યો મગરમચ્છ મુંદામ,
ઝમીન ગોયા દંમથી તે બાલતો તમામ.
તે દોડતો હતો હર જગો પર મુંદામ,
નિંચે નાંખતો લાત, ગુર્ઝ, તેગે, તમામ.
તે પાસ મારા જીવની કીમત મુંઠી ખાક,
હુવાબી તેનાં ગુર્ઝથી ચાકચાક. ૫૬૧
વિખેર્યું તેણે આપણું સઘળું લશકર,
અજાયેબી જોઈ નથી ગેતી અંદર.
જો એક બાઝુ જુંડો જોયો મુંજ ઝબર,
ગોરઝ ભારી મુંકયો તેંણે ઝીન ઉપર.
કમરબંદ પકડયો મુંજ આવી જે વાર,
સાંધેસાંધા છુટા મુંજ પડયા તે વાર.
કે ઝીનથી ઘોડાની ઉંચકયો આસાન,
ગો મુંજમા ન તાકત હોય મચ્છર સમાન.
કંમરબંદ ને પેહરન ટુટા બંદ ખાસ,
તેનાં હાથે પડયો ઉંધો પગની પાસ.
હશે ઝોર એવું ન સિંહની અંદર,
ઝમીનપર બે પગ તેનાં, આંસ્માને સર.
જમાંવ થઇને સરવે સવારોએ સાથ,
ખેંચ્યો મને તે પાહાડી ટુકડાને હાથ.
તું જાંણેચ મુંજ પંજો ને શાહી હીંમત,
લડઈ અંદર પોલાદી માહારી તાકત.

છું હાથમાં તેનાં હું એક મચ્છર મીસાલ,
એવા નાંમવરનો આવેચ મને ખ્યાલ.
તે પીલતનને જોયે એક શેરની ચુંગાલ,
ન અ્ક્કલ, ન દાંનઇ, ન અંદાઝ, ન ખ્યાલ. ૫૬૨
સોંપી મસ્ત હાથી જેવાને લગામ,
સરખા પાહાડો ગાર ઉંચા નિંચા તમામ.
દીલેરો ને સિંહો મેં જોયાચ અપાર,
પણ એવો તો સાંભળ્યો નાં કોઇ સવાર.
હું ધારૂચકે ગુરઝબી ત્રણસો હઝાર,
પડ્યા હશે નાંમવરની કોલાહે યાર.
પણ ગોયા તે લોખંડનો ઘડયો હોય કેમ,
યા કાંસાં, કે સંગનો બનાવેલો તેમ.
શું દર્યા, શું બબ્રેબયાંન તેની પાસ,
શું વિક્રાળ સિંહ કે હાથી મસ્ત ખાસ.
દોડાવતો રખશ કરતો હોય જેમ શીકાર,
લડ઼ઇને રમત ગોયા જાંણતો તે યાર.
જો સાંમમા હતે કુવત એવું અગર,
નાં તુરકીમા રાખતેં દીલેર નાંમેવર.
સુલેહ સીવા ચારો નથી કોઈ શીતાબ,
નથી તાહરાં લશકરની તે સાંમે તાબ.
હું નાંમવર છું, લશકરનો આધાર છું,
પનાહ મુંશ્કેલીમાં હું દેનાર છું.
છતાં નથી તાક઼ત મને જંગની,
તૈયારી કર સુલ્લેની તે સંગની. ૫૬૩

બક્ષીસ ભાગ ઇરાંનનો ઇરચની પાસ,
દોઆ સાથ ફરીદુને આપેલો ખાસ.

ઝમીન, કે જે પહુલવાં ફરીદુને ખાસ,
સોંપીતી દેલાવર તે તુરની જો પાસ.

તે રાસ્ત આપણુને બક્ષી તેઓએ યાર,
જેથી છોડ આગળ કીનાનો વિચાર.

જો દુર જઈ એ ખ્યાલોથી ને કરશું જંગ,
તો કરશું આપણીજ ઉપર ગેતીને તંગ

તું જાંણેચ, સાંભળ્યાથી જોયલું બેહુતર,
કારણ પોકળ હોય છે સમજવા અંદર.

કામ આજનું કાલ ઉપર નાં રાખતો તું,
કે કોંણ જાણે કાલે થનારૂ છે શું.

રમત જંગે ઈરાંન તુને જો જણઈ,
રમત તે સેપાહને ભારી થઇ ગઈ.

બગીચો કે આજે ખીલેલો હોય જે,
જોવા માંગે પુલ કાલે શું ખપનું તે ?

તું જો કેટલા ભાલા સોંનેરી ઝબર,
સોંનેરી કોલાહ, ને સોંનેરી સીપર.

શું અરબી ઘોડા ને સોંનેરી લગામ,
શું તેગ હીંદી સોંનેરી મ્યાંનો તમામ. ૫૬૪

એથી ઝયાદા નાંમવર દીલેરો તદન,
ગયો જેને ખેંચી લડઇનો પવન.

આં કલ્બાદ જેવા ને બારમાં દીલેર,
શીકાર જેઓનો કુલ હતો નરે શેર.

ખઝુર્વાંન જેને ઝાલે છુંદયો ઝબર,
બતાવી, કંઇ ભારી ગુરઝનાં હુનર.

પનાંહ ફ઼ઓજની જે હતો શમાસાસ,
માર્યો કારને જંગ મયદાંને ખાસ.

કલુંન જંગીને કીધો રૂસતમે ઠાર,
રહયાં નહીં જેનાં નાંમો નિશાં ઝીનહાર.

એ નાંમવર સીવાય કે બીજા દસ હઝાર,
થયા છે નકાંમા લડઇમાં એ ઠાર.

કે એ સીવા નાંમોશી હારની અપાર,
જે નાંમોશી હરગેઝ નથી ફ઼ીટનાર.

જો મુજ હાથે માર્યો ગયોચ નાંમવર,
તો માર્યો ગયોચ અક્ષીરસ પુર હુનર.

કે સારૂ ને નરસું થયુંચ બરાબર,
રેહેવા દે હીસાબ આજ, કાલની ઉપર.

કારણુ પાછા ફ઼ર્યા છે આંપણાં સરદાર,
ને પીઠ પાછળ ભાલાઓ છે આબદાર. ૫૬૫

લડઇથી શું વીટયું તેપર, આપી યાદ,
ખ્વારી સાથે માહરા એમ નાંહસવાની બાદ.

જ્યારે લાગતો પસતાવો મનમાં તેવાર,
કીધાં કામે દીલગીર થતો હું અપાર.

દુ:ખી હું ઝમાનાંથી છું બેશુમાર,
ગુનાંહ માફ઼ કર માહારો, અયે શહરીયાર.

તું ગઈ ગુઝરીને કર ઝરાબી ન યાદ,
સુલેહની કુશીશ કર, તું સંગ કયકોબાદ.

ને જો કંઇ જુદોજ થયો તાહારો વિચાર,
સેપાહ ચો તરફ થશે ભેગી અપાર.
ને એક હાંથે રૂસતમ, કે નુરી આફતાબ,
બી જંગમા ન લાવશે તેની સાંમે તાબ.
ને કારન લડાયક બીજા હાથ ઉપર,
કે હાર, તો નથીજ જોતી તેની નજર.
અને ત્રીજો કેશવાદ. ઝરરીન કોલાહ,
આંમુલ આવી છોડવી ગયો જે સેપાહ.
ને ચોઠો છે કાબુલનો હાકેમ મેહરાબ,
જે શાહોનો અફસર અકલમંદ શીતાબ.

## કયકોબાદ ઉપર પશંગનું નામું અને તેનું સુલેહ ચાહાવું.

કીધી શાહે તુરાંએ આંખો [1]પુરાબ,
અફ્રાસ્યાબની વાતે થયો દંગ શીતાબ. ૫૬૬
કે આવી છે એટલી વાતો એને યાદ,
ને આવી છે માંથામા અકલ ને દાદ.
પસંદ કીધો દાંના મદદ હીંમતવાન,
ઘટતી રીતે મોકળાવ્યો તેને ઇરાન.
કે તે નાંમેવરનું હતું વેસે નાંમ,
હતો ભાઇ, એક માં ને બાપથી મુંદામ.
કહ્યું શાહે મુંનશીને એમ સર બ સર,
કે કાગજ ને શ્યાહી તું હયાં [2]પેશ કર.

[1]–પાંણીથી ભરેલી. [2]–હાઝર.

લખાવ્યું પછી નાંમું એક વીગતવાર,
કીધા તેની આસ પાસ રંગીન ચિતાર.

કે આફતાબ ને માંહતાબનાં સાહેબનું નામ,
શુકરાંનાની શક્તિ દીધીચ જે મુદ્દામ.

ન દોસ્ત, ભાગ્યો, જોડું, એવો રબ છે એક,
તેનાથીજ છે ઝાહીર ને બાતીન દરેક.

મદદ વગર ગેતીનો પયેદા કરનાર,
હુકમથી તેના ચઢતી પડતી છે યાર.

હુકમથી તેનાં આં ફરેચ મેહેરો માહ,
તેથીજ પાંમેચ આરાંમબી ખાકે સીયાહ.

[1]મેહરાબ, ફીરોઝા રંગનો રોશન કરનાર,
ને સાંજમાથી પાડનારો છે જે સહવાર. ૫૬૭

સીયાહ શબ, નિંગેહબાં તેની [2]આંમનો,
ઝઝકળાંએ પીધો ઠડ઼ો જાંમનો.

ચીનઈ માશુકો સમ સુરજ, તેની મેહેર,
થી તખ્ત આગળ શેવા કરેછે ચૉમેર.

ને ચાંદરાતનો ચંદર નમાવે છે સર,
ગો કાંન રાખી બંદગીનાં "[3]હલકા" અંદર.

ચઢાવે છે એકને તે આંસમા બુલંદ,
તો ખાકમાં નાંખેચ એકને તે હાજતમંદ.

[4]દરૂદ ફરીદુનનાં રવાંનની ઉપર,
કે આંપણુ છીએ જેની અવલાદ અંદર.

હવે તું સમજ નાંમેવર કયકોબાદ,
સુખન કહું છું લાયક હું, શાહી ને દાદ.

૧-આંસમાન. ૨-અગાસીનો. ૩-ગોલ કુંડલ. ૪-દોઆ.

કે નેક બખ્ત ઇરચને તુરથી નિદાંન,
પુછું તાજ અને તખ્ત માટે ઝેઆંન.
થયો શુરૂ એરચથી કીનો મુંદામ,
મનુંચહરે બદલો લીધો છે. તમામ.
માહરે કેહવું જોઇયે છે એ [1]બેદીરંગ,
કે ચાલવી ન જોઇએ આપસમા એ જંગ.
કીધેલા ફરીદુને ભાગો અસલ,
તે છે સરવે ઇન્સાફને લાયક અવલ. ૫૬૮
તેનેજ આંપણે જોઇયે વળગવું તમામ,
ન રાહ રસ્મ તજવી વડીલની મુંદામ.
તે ખરગાહથી લઇને કે [2]માવરોલનહર,
કે જૈહુન સમઇ જાય છે જેની અંદર.
તે છે ભાગ હમારો હઇયાતીમાં શાહ,
ની રાખતોતો ઇરચ ન તેપર નિગાહ.
ઇરચનેતો ઇરાં ઝમીન હતી હાથ,
મળીતી ફરીદુનથી દોઆની સાથ.
એનાંથી ફરી, જો આંપણ કર્યે જંગ,
તો કર્યે પોતા ઉપર ગેતીને તંગ.
તલવારોનાં ઝખ્મે ગુસ્સે રખ થશે,
બદનાંમ આપણું એહુ જગ્તમાં રહી જશે.
બીજું જેમ ફરીદુન પેહેલવાંને ખાસ,
જે સોંપ્યુંતું સલ્મો ઇરચ તુર પાસ.
તેમજ રેહવા દઇયે, કદી જંગ ન થાય,
કારણ જંગની કીમત નથી ગેતી આય.

૧—વગર ધાસ્તીએ. ૨—જગાના નાંમો.

બરફ સમ થયું છે સરે અઇફ આલ,
બની ખાક, ખુને દીલેરોથી લાલ,
શેવટમા શરીરની લંબઇની ઝમીન,
સીવા મળતું નહીં ધંન કે દવલત યકીન. ૫૬૯

પાંચ વાંમ ઝમીન જેટલું કરશું મગર,
આં પેહેડ઼વાને ચાદર, રેહવાને કબર.

કે થાયચ બીજી ઇચ્છાથી રંજો અલમ,
આં ત્રણ પાંચની ગેતીમાં થાય છે. સીતમ.

હવે લાવ્યે જો લડવા માટે લશ્કર,
તો લાવ્યે મગરમચ્છનાં મોંઢામાં સર.

તું જાંણુ કે બદીથી છે નેંકી સરસ,
ન દુઃખ નાંખશું જાંણીને પોતા પર બસ.

મગર આંય કરે જો કબુલ કયકોબાદ,
પસંદ જો કરે મર્દ ડાહયો આં દાદ.

તો સ્વપને જૈહુન હમો જોશું નહી,
નાં ઓળંગશે નદી ઇરાંનીબી સહી.

મગર આંફરીન ને સલાંમો પેગામ,
થી બેહુ મુંલ્ક આબાદ બનશે તમામ.

જ્યારે મોહોરબંદ . નાંમું શાહે કીધું,
સેપાહે ઇરાં ગમ તે મોકળી દીધું.

ગોંહર, તાજ, અને તખ્ત, ઝરરીન મુંદામ,
સોંનેરી કમરબંદની બાંદી તમામ.

કંઈ અરબી ઘોડ઼ાઓ .સોંનેરી તમામ.
હીંન્દી તેગો, મ્યાંનો રૂપેરી તમામ. ૫૭૦

તથા કીમતી ચીઝો મુંલકમા થતી,
તે હદયા નાંમા સાથે મોકળી અતી.
પુગાડ્યું તે નામું કયકોબાદ પાસ,
ઝબાંનીબી પયેગ઼ામ કહી દીધો ખાસ.
તે સાંભળ્યું શાહ કયકોબાદે તમામ,
તો માંથુ ઉઠાવ્યું તે જંગથી મુંદામ.

## કયકોબાદ તરફથી પશંગના નાંમાનો જવાબ અને પશંગનું તુરાન તરફ પાછું ફરવું.

તું જાંણેચતો સહી એંમ લખાવ્યો જવાબ,
કે જંગની નથી પેહેલ હમોથી શીતાબ.
સીતમ પેહેલો તુરથી થયો છે ઝબર,
કીધું તખ્ત ઇરચ જેવા શાહા વગર.
ને હાલની લડઈ અંદર અફ્રાસેયાબ,
ઇરાંન આવ્યો નદી ઓળંગી શીતાબ.
તેં જાંણ્યું, શાહ નવદરથી શું કીધું ખાસ ?
છે ગ઼મ દર્દથી દીલ પશુનાં ઉદાસ.
અક઼લમંદ અઘીરસથી કીનો મુંદામ.
લઇ કીધું માંણુસને ઘટતું ન કામ.
પશેમાં બુરાં કામે થાઓ અગર,
ને ક઼ઓલો ક઼રારો કરો નવેસર.
નથી મને કીનાથી રંજો આઝાર,
આં ત્રણ પાંચની ગેતીમાં કરજે વિચાર. ૫૭૧

મુંલક નદી પાછળનો આપુંચ શીતાબ,
કદાચ પાંમશે આરાંમબી અફ્રાસેયાબ.

કીધો એ મીસાલે ફ઼રાર નવેસર,
મોટાઇનાં બગ઼ીચામાં રોપ્યું શજર.

ફ઼ાસદ આવ્યો પેલો ચિત્તાની મીસાલ,
પશંગ પાસે પોંહુચાડયું નાંમું ખુશાલ.

સેપાહ પાછી ફેરવી ઉઠાવ્યો સાંમાન,
ઉડી રહી જેથી ગર્દબી આંસમાન.

પવંન માફ્ક કીધી જૈહુનને પસાર,
પુગી કયકોબાદને ખબર તેજ વાર.

જેથી દીલ થયું પાદશાહનું ખુશાલ,
ફ્ર્યો જંગ વગર હયાંથી દુશમન જો હાલ.

કહ્યું રૂસતમે ત્યારે અયે શહરીઆર,
સુલેહની ન કર આંસ જંગમા અપાર.

સુલેહ એના હુમલા અગઉ કયાં હતી,
એ સુજ પાડયો દહાડો મુંજ ગુર્જે અતી.

કહ્યું કયકોબાદે કે અયે નાંમેવર,
નાં ઇન્સાફ્થી કોઈ ચીઝ દીઠી [1]નેંકતર.

નબીરા પસંગે, ફ્રીદુનનાં ગર,
લડઇથી ધરઇને ફેરવ્યું છે સર. ૫૭૨

ઘટેચ અ઼ક઼લમંદોને તેથી તમામ,
ન સમજે બનાંવટી જુહું એ કામ.

કે ઝાબુલથી સિંધના દર્યા તક મગર,
આપુંચ લખી રેશમનાં કપડાં ઉપર.

૧—નેકીથી ભરપુર.

તું જા ને લે નીમરોઝનું તાજો તખત,
ને ગેતી સુધારનારો થા હર વખત.
એ'ણી તરફ કાબુલ દે મેહરાબને ખાસ,
ને'આ રાખજે ઝહેરી પાણીદાર પાસ.
કારણ બાદશાહી નથી જ'ગ વગર,
નથી જોકે દુન્યા નાંની સુની ગર.
ને એજ માફક સર્પાવ શાહે દીધો,
કે ભેટ બીજા સઉ દીલેરોને કીધો.
રૂસતમને દીધા ઘોડા પોશાક અતી,
કય કોબાદને જેમ ઘટારત હતી.
સજાવ્યું ઝરીન તાજબી તેને સર,
બાંધી સઉ દીલેરોમાં ઝરરીન કમર.
આપ્યા ભાગ એક ગેતીનો તેને જ્યાર,
ઝમીન ચુ'મી પહલવાંન મરદે તેવાર.
મુંબારક કોબાદ પછી બોલ્યો તે વખ્ત,
ન ઝાલ વગર હોતું બુઝર્ગીનું તખ્ત. ૫૭૩
ન દસ્તાંનાં એક બાલ સમ છે જહાંન,
વડીલથી છે એજ યાદગાર બેગુમાન.
પોશાક શાહો લાયક સોંનેરી બુલ'દ,
ને યાકુત પીરોજાનું તાજ, કમરબ'દ
અમ્મારી મુંકી પાંચ હાથીઓ પર,
પીરોજા, જે [૧]નીઇલથી વધુ [૨]તેઝતર.
ઝરીન કપડાં સોંનેરી અ'મ્મારી પર,
અને હદ વગરનો ખઝાનો ને ઝર,

[૧]-નદીનુ નાંમ [૨]-ઝળકતું.

જે મોકળ્યું સાંમના તે દસ્તાંની પાસ,
વધુ પાંમો સર્પાવ, અને ફળો આસ.

નવાઝશ વધુ બીજી વખ્તે હું ખાસ,
ખઝાંનાનો દરવાઝો ખોલીશ તું પાસ.

ને થઈ જો અગર માહારી ઊમર [1]દરાઝ,
તો જગમા કરશ હું તુને [2]બેનેઆઝ

તથા ઝંઇફ કારનને કેશવાદને,
કે બરઝીન ને પોલાદી ખરરાદને.

સરોપાવ લાયકનો આપ્યો તમામ,
દીધું તાજ સઉથી લાયકને ઈનામ.

તલવારો, ને ઢાલો, દીરંમ, ને દીનાર,
કોલાહ, કમરબંદ, દીધાં લાયકને ચાર. ૫૭૪

## કયકોબાદનું એસ્તખરને પાય તખ્ત બનાંવવું અને તેનું દેશેદેશ ફરવું અને મરણ પાંમવું

ગયો ત્યાંથી પાછો તે પારસની પાસ,
જે પારસમા ચાવી ખઝાનાંની ખાસ.

હતું તે વેળા એસ્તખર પાય તખ્ત,
મગરૂરી હતી શાહોને જેથી સખ્ત.

તેની તરફ એક મત બની જગ તમામ,
કે તેજ શાહા છે શાહીને લાયક મુંદામ.

૧-લાંબી. ૨-હાજત વગરનો.

બેઠો શાહી તખ્ત ઉપર આવીને શાહ,
ઇન્સાફ ને રસંમ ધરી દાંનાની રાહ.
કહ્યું નાંમેવર અક઼લમંદોને યાર,
કે છે સારી ગેતી મને તાબેદાર.
કે હાથી, મગત્રાંથીબી જો લડે,
તો દીન અને ઇન્સાફે વાંધો પડે.
સીવા રાસ્ત ગેતીમાં ચાહુવશ નહી,
ખુદાનો [1]કહર ખોટા પર છે સહી.
દીધું સુખ મે દાદો રંજથી શીતાબ,
કારણ મુંજ ખજાંનો છે ખાક અને આબ.
છે પાદશાહો કુલ માહારા રખવાળ ખાસ,
શું શેહેરી, સેપાહી, છે એક માહરી પાસ.
રેહેજો સઉ ખુદાની પનાંહમાં બુલંદ,
થજો દુઃખ વગરનાં અને અક઼લમંદ. ૫૭૫
જે હોય કંઈ તેનો કરજો અયેશો આરામ,
આંનંદ પામી મુંજને દોઆ દેઓ તમામ.
અગર હોય ન ખાવાનું જો કોઇની પાસ,
મેંહનત કરી, રોઝીથી લાચાર હોય ખાસ.
ખોરાક માહારી દરગાહથી લે તે મુંદામ,
માહારા ફરમાંબરદારોબી લે તમામ.
સેપાહ ભેગી કીધી તેની બાદ ખાસ,
માંડી સર્વે મુંલ્કોની કરવા તપાસ.
ફર્યો દસ વરસ કુલ મુંલક આસપાસ,
ફેલાવ્યો છુપો ઝાહેર ઇન્સાફ ખાસ.

[1] — કોપ.

સુખી શેહેર વસાવ્યાં કોબાદે અપાર,
જેવા કે રએની પાસે કસબા હુઝાર.

પારસ તરફ પાછો તે ફર્યો જેવાર,
લંબાવ્યો તે પર હાથ ગેતીએ યાર.

કરી મુંબેદ એકઠા બેઠો તખ્ત પર,
[1]સેતારેશીનાંસો અને અકલવર.

કીધા એકઠા પોતાનાં પેહેલવાં તમામ,
જોઈ તેંમણે દીલ કીધું ઝખ્મી મુંદામ.

મરહુમ નાંમદારો કીધા સરવે યાદ,
કીધી જગ, સખાવત ને દાદે આબાદ. ૫૭૯

જીવ્યો સો વરષ તે ખુશીમા અપાર,
થયોચ એવો શાહ જગમા? કરતું વિચાર.

અકલમંદ હતા ચાર બેટા એવા,
કે યાદગારી રહે તેની જગમાં તેવા.

હતો કાઉસ, પેહેલો ભર્યો આંફરીન,
બીજો કયઆરશ, ને ત્રીજો કયપશીન.

ને ચોથો કયઅર્મીન હતું જેનું નાંમ,
જે ગેતીમાં કરતાતા અયેશો આરામ.

ગયાં સાલ સો તાજ અને તખ્તનાં,
શેવટ ચકુમાં આવ્યો તે બખ્તનાં.

જાણ્યું તેંણે જ્યારે કઝા આવી પાસ,
ને કુમળાશે પાંનોબી લીલાં આં ખાસ.

તો ચાંદરાતે તેડયો કયકાઉસને પાસ,
સખાવત ને દાદો વિશે કહયું ખાસ.

[1]—નજુમીઓ.

તે બોલ્યો જવાની તઇયારીમાં છું,
કરી માંહારી ફીર્યા તખત લેજે તું.

લાગેચ મને કોહ અલ્બોરઝથી હું હાલ,
આવ્યો છું મુંજ માણુસો સાથે ખુશાલ.

ફરે છે શું ફીસમતબી આગહી વગર,
પુંજારી તેનાં છે મુંરખ સર બ સર. ૫૭૭

ઇન્સાફી થશે નેંક વિચારોનો ગર,
મળશે તેનું ફળ બીજી દુન્યાં અંદર.

પડશે લોભ લાલચનાં ફંદમાં જેવાર.
તો ખેંચશે તું મ્યાંનમાંથી તેઝી તલવાર.

જેથી પોતે ઝખ્મી પ્રથમ થઈ જશે,
પછી તે મુંફૂઇને હવાલે થશે.

રેહઠાંણુ પેલી જગમાં આંતશમાં થશે,
ને ડંખશે દીલ જગમાં દુઃખી થઈ જશે.

નેંક વાહુળા બેટા અસીલ રાખ ધ્યાન,
ઇન્સાફ અને રાસ્તીનો ધરજે અરમાન.

સોંપુચ તુને તાજ અને આં તખ્તે શાહ,
હંમેશ ધરજે દાદો સખાવતની રાહ.

એટલું બોલી છોડી આં ગેતી બુલંદ,
મેહેલો તખ્તથી કીધી [1]પેટી પસંદ.

અસલથીજ છે એવી આં ગેતીની ચાલ,
ઉછેરીને લાડે કરેચ પાયેમાલ.

ઝાહાડ ફળવંત ડાળીનું, ગેતી યકીન,
ફળ જેનાં તાઝાં ને શાખો રંગીન.

[1]—ઘોર.

પ્રથમ તુને પુલથી કરે છે ખુશાલ,
પછી કરી ગ઼મગીંન કરેચ પાયેમાલ. ૫૭૮

કંઈ ગરદન ફરાઝ પાદશાહો થયાચ,
દમામ ખુબ સાથે જે હયાંથી ગયાચ.

ફકત નાંમ તેંમણું રહયુંચ બેગુમાન,
નથી ગેતીમાં કોઇ રહ્યું જાવીદાન.

રાહો રસ્મ એવીજ છે જગની ખરી,
કરેચ નાંશ માંટીથી પયેદા કરી.

આં વાત અકૃલમંદ ઝઇફ નરની દરેક,
કે સાંભળ ને યાદ રાખજે તું એકકેએક.

કોબાદનો આં કીસ્સો થયો છે તમામ,
લગાડ ધ્યાંન કયકાઉસ ઉપર મુંદામ.

કે ફળફુપ ઝાડે, તે હોય જો બુલંદ,
પડે છે અગર આંસમાની [1]ગ઼ઝંદ.

કરમઈ પાન જડ તેની નબળી હુળેચ,
અને તે ઝમીન તરફ વાંકું વળેચ.

ને એમ કરી જડથી ઉખડી જાયે છે,
બીજાં કોઇ નવાંની જગો થાયે છે.

સપુરદ તેને થાયેચ પુલ પાનો બાગ઼,
પ્રકાશ આવે તેનેજ; ગો રોશન ચીરાગ઼.

ફુટે શાખ બદ નેંક જડથી તમામ,
તો નાં કરતો અસ્લી તે જડને બદનામ. ૫૭૯

બાપ, બેટા પર જગ ધરી જાયે છે,
બાતીન સર્વે, ઝાહેર કરી જાયે છે.

૧—આફૃત.

ડુબાડે જે ઇઝ્ઝત ને નાંમે પીદર,
તો જાંણુ તે પરાયો, ના ગણુતો પીસર.

તજે રાહ ગુરૂની બતાવેલી જે,
પડે તે પર આંફત તે વાજબીજ છે.

રસમ જુની દુન્યાંની છે એ મગર,
નહીં જેનું ધડ કે નાં પુછડું કે સર.

બુરી રાહ ધરે છે એની કોઇ સખત,
રેહવા નથી પાંમતો તે ઝાઝો વખત.

## કય કાઊસ.

### કાઊસની પાદશાહી દોઢસો વરષ હતી કાઊસનું પાદશાહી તખ્ત ઉપર બેસવું અને માઝંદરાંનનો ઇરાદો કરવો.

પીદરની જગા લીધી કાઊસે જ્યાર,
બની સારી ગેતી તેની તાબેદાર.

ખઝાનો જમાં જોયો તે બેશુમાર,
તો જોઈ પાસે દુન્યાં બની તાબેદાર.

દીઠાં તખ્ત, ખાલી, ને સાંકળ, સંગીન,
અને તાજ, પોખરાજો જડયાં, ઝરીન.
ને માંટેલી ગરદનનાં અરબી રખસ,
તો જગમાં ન જોયો પોતાથી સરસ.
થયું એંમ કે ઝરરીન ચમનમાં શીતાબ,
લેહઝતદાર પીતો હતો ત્યાં શરાબ. ૫૮૦
ઝરીન તખ્ત એક બીલ્લુરી પાયેદાર,
હતો જેપર ગેતીનો સાહેબ તેવાર.
ને ઇરાંની પહલવાંનોથી દમ બ દમ,
વાત કરતો હર રીત ઉપર ઝયાદા કમ,
તે બોલ્યો શહા કોંણ છે ગેતીમાં આય,
લાયક તખ્તને, બીજો માહારા શીવાય.
ઘટેચ મને મોંહટઈ આં જગમાં તમામ,
નાં થઈ શકતો કોઇ માહારી સાંમો મુંદામ.
એવી રીતે બોલતો, પીતો દારૂ શાહ,
જે સમજી થતા હતા હયેરત સેપાહ.
દરબાંન પાસે દેવ ગવૈયાનાં લીબાસ,
માં, આવ્યો કે દે જવા તે શાહાની પાસ.
તે બોલ્યો માઝંદરાંથી આવેલો છું,
છું ખુશનુંમા ગાનાર, ગવૈયાથી હું.
ગણુંઊ શાહની ખીદમતને લાયક જો ખાસ,
જવા દેવો જોઇયે મને તખ્ત પાસ.
દરબાંન ગયો શાહી દરવાઝાથી ખાસ,
અને આવ્યો જલ્દી તે પાદશાહાની પાસ.

રામેશગર એક આવ્યોચ, કહ્યું [૧]બેદીરંગ,
સરસ છે ગવૈયો તંબુરો છે સંગ. ૫૮૧

હુઝુર પાસે આવવા જુએ છે તે રાહ,
શું આપેચ હુકમ નાંમેવર પાદશાહ.

હુકમ કીધો શાહે જેથી લાવ્યા ખાસ,
બેસાડયો તેને કુળ ગવૈયાની પાસ.

મેળવ્યું પોતાનું તે [૨]અર્બંત ઝરૂર,
ને કાઢયો તેમાથી માઝંદરાંની સુર.

ભુલું શેહેર મુંજ માઝંદરાંની ન યાદ,
રહો જેની ખીંણો ને ખેતર આબાદ.

હંમેશ હર બગ઼ીચામા ત્યાં ગુલો છે,
ને પાહાડો પર લાલા ને સુમબુલો છે.

હવા ખુશ ઝમીનમા, લીલોત્રી અપાર,
જ્યાં સરદી ન ગરમી હંમેશાં છે [૩]બાહાર.

જ્યાં બાગ઼ોમા બુલબુલ સરોદો કરેચ,
ને ખીંણોમા દોડતાં હરણબી ફરેચ.

હંમેશાં કરેચ જુસ્તજુ તેઓ બસ,
લીલોત્રી જ્યાં મેહેકે છે આંખુ વરસ.

ગુલાબ વહે છે પાણીની જગ્યા ઉપર,
સુગંધીથી જેની બનેચ જીવ તર.

દેહ, બહમંન, આંદર, વળી ફરવરદીન,
છે ફળ કુલથી ભરપુર હંમેશાં ઝમીન. ૫૮૨

વરષ આંખુ હસ્તી નદી રેહેચ અપાર,
કામે લાગેચ [૪]હરજા શીકારી, શીકાર.

૧–વગર દહેશતે. ૨–વાજીંત્ર ૩–વસંતરૂત. ૪–દરેકજગો.

તમામ મુલ્ક શોભે છે હર હાલથી,
દીનાર, રેશમી કપડાં, ઝરો, માલથી.

પુતળાં જેવી બાંદી ઝરીન તાજ સંગ,
સોનેરી કમરબંદ દીલેરોને તંગ.

એવી આબાદીમા નથી રેહેતો જે,
દીલો, કામ, જીવથી, નથી શાદ તે

સુખન એવા કાઊસે સાંભળ્યા જ્યાર,
નવો એક ઉભો થયો તેને વિચાર.

લડ઼ઇ ભર્યાં દીલથી કીધો એવો ખ્યાલ,
કે માઝ઼ંદરાં ઉપર ચઢઇ કરવી હાલ.

કહ્યું જંગી સરદારોને બેગુમાન,
કે બહુ દીલ લગાડયું ખુશાળી દરમ્યાન.

દીલેર માણસ આળશુ જો થઈ જાય છે,
ધરાતો નથી ઘરથી, મૌજોથી, તે

કારણ [२]અઇયાસીપણું બદબખ્તી છે,
બરાબર તેપર આંફતો સખ્તી છે.

પાડ઼ે આંદત હીચકારી, થઇને જવાંન,
ઉનંતી નથી કરતું તેનું રવાંન. ૫૮૩

હું જંમશીદ, ઝોહાક, ને કયકોબાદથી,
છું [२]સર, દબદબા, તખ્ત, બુન્યાદથી.

તો દેખડાવા જોઇયે વધુ કંઈ હુંનર,
અનુભવી બનવો જોઇયે તાજવર.

સેપાહ લઈ જવી જોઇયે માઝંદરાંન,
ભારી ગુર્જે જીતવું જોઇયે બેગુમાન,

૨—આળસાઇપણું. ૨—ચઢીયાતો.

સુખન બુઝર્ગોને ગયા કાંણે સહી,
વિચાર એ મુબારક કોઇએ જોયો નહી.

ફીકકા થઇ ભવાંઓ ચઢાવ્યાં અતી,
કારણ દેવોથી જંગ પસંદ નાં હતી.

જવાબ દેવા કીધી નાં હીંમત અજબ,
થયા દીલે ગમગીં સુકઈ ગયા લબ.

શું તુસ, અને ગુદર્ઝો, ગેવ, ને કેશવાદ,
શું ગુરગીન, શું બેહુરાંમ, ને જંગી ખરરાદ.

મોંઢે તેઓ બોલ્યા છઇયે તાબેદાર,
કદમ તુંજ હુકમ વિન ન ભરશું ઝીનહાર.

પછી મળયું એક તેઓનું અનજુમન,
કીધું ખાલી દીલ તેની વાતે તદન.

બેસી વાતો કરવા લાગા એક [1]દીગર,
નસીબ વળી આંફત શું લાવેચ મગર. ૫૮૪

કહ્યું છે આં કંઇબી જે પાદશાહે જો,
શરાબમાંજ કહયુંચ એવું નાં ઠર્યું તો.

તે કરશે ઇરાંન, ને આપણુને હલાક,
ન રેહેશે આં દેશ અંદર પાણી કે ખાક.

કારણ તાજ અને વિંટી રાખનારો [2]જમ,
પરી પક્ષી દેવ જેનો માંણતાં હુકમ.

કદી યાદ કીધું નાં માઝંદરાંન,
નાં લડયો દીલેર દેવોથી બેગુમાન.

અકલમંદ ફરીદુન અને પુરહુંનર,
નાં આરઝુ કીધી ત્યાં જવાની મગર.

૧-બીજા. ૨-જંમશીદ.

જવાતે જો એ રાહ પર આરામથી,
ગોહર, જંગથી, મર્દીથી, નાંમથી.

તો કરતે મનુચેહેર એ વાતે વિચાર,
ને હીંમત ન હારતે પોતાની ઝીનહાર.

લંબાવવો જોઇયે દસ્ત ચારા ઉપર,
કરવી જોઇએ તદબીરો છુપી દીગર.

ઇલાજ એનો શોધવો જોઇયે છે ઝરૂર,
ઇરાં સર ઝમીનથી બદી કરવા દુર.

કહયું તુસે એવું તે સરદારો પાસ,
કે જંગી, દેલાવરો, અફસરો, ખાસ. ૫૮૫

એ બંધનથી છુટવાનો છે એક ઇલાજ,
જે કરીએ, નથી કંઈ એ મુંશકીલનું કાજ.

કે સાંઢણીબી તેઝ સામનાં ઝાલ પાસ,
મોકળી ને કેહવડાવ્યે પયગામ ખાસ.

જો માંટી હોય ચોપડી તો ધોયા વગર,
કરી તેઝ બુધ્ધી આવી મળ મગર.

કે સમજાવે કયકાઉસ શાહાને આં વાર,
કઠણ પગલું ભરવા જો કીધોચ વિચાર.

છે આંખર પશેમાની એમાં મુંદામ,
માટે છોડી દેવો વિચાર એ તમામ.

કદાચ લાવે તે શીખામણનાં તદન,
બુલંદ પાદશાહાનાં દીલ ઉપર સુખન.

ને બોલે, ઉસ્કેર્યોચ શયેતાને મગર,
ન ખોલવો જોઇયે કદી દેવોનો [1]દર.

૧–દરવાઝો.

એ વાતે પાછો ફેરવે ઝાલ અકલમંદ,
કે નહીંતો આં સર ઉપર આવશે [1]ગઝંદ.

આવ્યા એ વિચાર ઉપર જંગી તમામ,
કે ઝાલજ એ રાહ ઉપર લઈ આવશે કામ.

કીધો સર્વે રીતનો એ વાતે વિચાર.
ને દોડાવી સાંઢણી એક તેઝી અપાર. ૫૮૬

સવાર દોડયો તે નીમરૂઝ સુધી ખાસ,
ને આવ્યો તે ગેતી ફીરૂઝ ઝાલ પાસ.

કહયો નાંમદારોનો તેંણે પયગામ,
કે અય નાંમી ઉંચ તુખ્મનાં [2]પીસ્સેસામ.

અજબ જેવું આવી એક પડયું છે કામ,
અંદાઝો જેનો અકલથી દુર તમામ.

ન બાંધશે એ કામે અગર તું કંમર,
તો રેહેશે નાં ઇન્સાં, ઝમીનો, ખેતર.

વિચાર એક દીલમાં આવ્યોચ શાહાને,
અહરીમને ભોરવીચ સીધી રાહાને.

ઉઠાવેલા નેઆંગાંનોનાં રંજ ઉપર,
નથી તેને સંતોષ મળતો મગર.

વગર રંજનો ગંજ ગુમાવીને સખ્ત,
લેવા ચાહે છે તે માઝંદરાંની તખ્ત.

જો કરશે ઝરા ઢીલ આવવામાં રાહ,
તો જલદી હયાંથી કુંચ કરી જશે શાહ.

તે મેહેનત થશે તાહારી સરવે તારાજ,
જે કીધી હતી તેં કયકોબાદ કાજ.

૧—આંફ્ત. ૨—સામના બેટા.

ન ખાધાથી તર, શેરે રૂસતમની સંગ,
કમર જંગી સિંહુ જેવી બાંધીને તંગ. ૫૮૭

તે મેહનત ગઇ તેપાસે ફોકટ તદન,
ફેરવ્યું છે બદ ખ્યાલોએ તેનું મન.

થયો સમજી દસ્તાંન ગ઼મગીં નિદાન,
કે કર્માય છે શાહી શજરનાં આં પાન.

તે બોલ્યો કે કાઊસ આં છે [1]ખુદપસંદ,
ન જોઈ ગેતીની ગરમી સરદી બુલંદ.

ન માંનતો દાંનાઓની વાતો અને,
ન ઊંઘતો તે રાતે બેહુદાપને.

ગર ઇન્સાન તે, હોય જે ગેતીનો શાહ,
ને કંઇ વરષો જોયા હોય ખુરશીદ ને માહ.

તેની તેગ઼નાં ભયેથી જગમાં મુંદામ,
શું નાંનાં કે મોટાં હોય ધ્રુંજતાં તમામ.

તે નહીં સમજે માહારૂ અજબ તેમાં શું,
જે કે માહારૂ નહીં માંનવે થઇશ દુઃખી હું.

કે રંજ હું આંસાન ગણું દીલથી જો આય,
ને દીલથી ન કંઈ ખ્યાલ શાહાનો આ થાય.

પસંદ નાં કરે મને [2]જહાંનઆંફરીન,
ન શાહ કે ન પેહેલવાંને ઇરાં ઝ઼મીન.

માટે જઈ મનાવું શીખાંમણુથી આય,
બેહતર કે જો માહારૂ કહ્યું માંણી જાય. ૫૮૮

પણ કીધી જો તુંદી તો ખુલ્લી છે રાહ,
અને રેહેશે હયાં તહમતન [3]બાસેપાહ.

૧–પોતાની મરજી મુંજબ ચાલનાર. ૨–જગકર્તા. ૩–સેપાહેસાથે.

સારી રાત કીધો તેંણે એજ વિચાર,
ને ઝળકાવ્યું તાજ, ખુરશીદે બેશુમાર.

કીધું શાહ તરફ મોંઢું બાંધી કમર,
ચાલ્યા સાથે રાહામાં તેની અક઼લવર.

જો થઇ ગેવ, ગોદર્ઝ, તુસને, ખબર.
ને બેહરાંમ, ને ગુરગીન, દીલેર નાંમેવર.

કે દસતાંન આવ્યો છે ઇરાંનની પાસ,
જણાંય છે મુબારક તેનો જુંડો ખાસ.

ગયા સાંમા સરદારો ફ઼ઓજી મુંદામ,
કોલાહ જંગી પેહેડ઼નારા માંથે તમામ.

આવ્યો સામનો જ્યારે દસતાંન પાસ,
તો પ્યાદા તે એકદમ થયા સરવે ખાસ.

દોઆ઼ કીધી સરદારોએ તે ઉપર,
ને ચાલ્યા તેઓ શાહ તરફ઼ સર બ સર.

કહ્યું તુસે અયે સરફ઼રાઝ પહલવાન,
તેં રંજ ભારી ખેંચી છે રાહને દરમ્યાન.

ઇરાંનની ઝમીનનાં આં દાંનાવો કુલ,
માટે કીધી આરાંમથી ઝહેમત ક઼બુલ. ૫૮૯

તે માટે હમો તાહારૂ માન્યેચ અહેસાન,
તાહારા દબદબા, તાજે, હમને છે માન.

દીધો નાંમદારોને ઝાલે જવાબ,
કે વરષો વિટાં હોય જેનાં પર શીતાબ.

તેનેજ આવે કુલ શીખ વડીલોની યાદ,
પછીજ લે છે તેની ઝામાનોબી દાદ.

શીખામણ માહારે દેવી જોઇયે ઝબર,
નથી મુંજ શીખામણથી હાજત વગર.
અક્લની શીખામણથી ફેરવશે સર,
તો પસ્તાવો કરશે તે પાછળ ઝબર.
બોલ્યા તે, છઇયે હમો તું સંગ અગર,
નાં નસીહત કોંઈ સાંભળશું તાહારા વગર.
એમ બોલી સૌ આવ્યા શાહ પાસે ખાસ,
તે નાંમીચાં તાજ, અને તખ્તની પાસ.
આગળ સૌની ચાલતો હતો ઝાલેઝર,
તે પાછળ બુઝર્ગોબી ઝરરીન કમર.
જોયો કાઊસને દસ્તાંને સામે ગર,
કે બેઠોચ ખુશાળીમાં તખ્ત ઉપર.
બોલ્યો પાછો આવ્યોચ મનુંચહર તે,
બેઠોચ સરફરાઝ તાજ પેહેરીને જે. ૫૯૦
તો વાળી અદબ, સર ઝુંકાવ્યું તમામ,
ગયો તખ્તની પાસે તેના મુંદામ.
ને ઘટતી દોઆ કીધી શાહ ઉપર એમ,
ઘટે છે હરેક નાંમદારોને જેમ.
ને બોલ્યો આ ગેતીનાં સાહેબ મગર,
સરદાર બુઝર્ગોનાં, વધુ ં નાંમેવર.
જોયો તાજ તખ્તે સમજ્યો ન કોઈ,
નસીબ એવું નાં લીધું આંસ્માને જોઈ.
વડીલનાં તાજો તખ્ત લાયક નિદાન,
ન થાશે થયો નહીં તું જેવો, આ જહાન.

હરેક સાલ રહો ખુશ ફતેહમંદ. ઝબર,
ને દીલ દાંનઈ ભર્યું, ઇન્સાફ ભર્યું સર.
કે માનપુર્વક શાહે દીધું માન ખાસ,
બેસાડયો તેને તખ્ત પર પોતા પાસ.
ખબર પુછી દુર રાહ ને રંજની ઘણી,
દીલેરોની સરફ્રાઝ રૂસતમ તણી.



## ઝાલનું કાઉસને માઝંદરાંન નહીં જવા માટે સમજાવવું અને તેનું કબુલ નહીં કરવું.

કહ્યું ઝાલે શાહાને ત્યારે એ મીસાલ,
કે શાહ તું ફતેહમંદ જીવજો ખુશાલ.
આં સર દાંનઇ ભર્યું ને જીવ તનદરૂસ્ત,
ન થાઓ તાહારો શાહી કમરબંદ. સુસ્ત. ૫૯૧
રોશન તાહરાં બખ્તે હમો સઉ ખુશાલ,
તુંજ તખ્તે, બુલંદ સર હમો છઇયે હાલ.
ઝાહેર તે પછી તેંણે કીધું બયાન,
વિચારોથી • પુર વાતો કહી બેગુમાન.
તે બોલ્યો કે અયે ગેતીનાં પાદશાહ,
છે લાયક વડીલનાં, તું તખ્તો કોલાહ.
તું છે શાહ ફરીદુન તણી યાદગાર,
ઝમાનો ન કમ કરતો તું પરથી પ્યાર.

નવી વાત સમજી છે મેં એક ઝબર,
વિચાર રાખેચ શાહુ માઝંદરાંનો મગર.

સમજ વાત અયે નાંમેવર શાહુરીઆર,
અકલમંદતણી એક નસીહુત આં વાર.

સરદાર છે ખુબી બુઝર્ગીનો અકલ,
અકલથીજ ભલઇ ને મોહુટઈ છે અવલ.

દાંનીશમંદ અને ઊંચા મનનો જવાન,
નથી પાંમતો ગેતીમા ઠપકો નિદાન.

તે નેંક કરણીથી રહેચ હુંમેશાં ખુશાલ,
બનેચ દાંના મરદોનો પ્યારો તે હાલ.

પેલી દુન્યાંમા પાક યઝદાંની પાસ,
ન બદ કામોનો ડર, નહીં ખઓફ ખાસ. ૫૯૨

ધીરજ નથી માણસમાં હોતી લગાર,
રડેચ, નહીં ઉંચકવાનો ઉંચકીને ભાર.

ગંભીરતા ને દાંનઇથી નર અકલમંદ,
જાંણેચ સારાં નરસાંમા ધીરજ બુલંદ.

અકલ, અંદેશો, દાંનઈ, ખ્યાલે યકીન,
તે પગ નિચે લાવેચ ઝમાનો ઝમીન.

શીખાંમણ બીજી તુને કહું છું આંવાર,
કે દુર થાય દીલથી તાહારાં, બદ વિચાર.

ભલઈ ને ખુશાળીથી બર આવો કામ,
થજો તાહારૂ ગેતીમા નેંકીથી નામ.

તું જાંણેચ કે જંમશીદ તાહારો નેઆગાન,
જેનું તાજ આફતાબ નુરી સમાન.

કુલ દેવો ને જાંનવરો તાબે મુંદામ,
હતી જેનાં હોકમમાં ગેતી તમામ.

એ કામનો કીધો નાં ઝરાબી વિચાર,
નાં યાદ માઝંદરાંની કીધી દીલથી યાર.

એ કામને ફરીદુને કીધું નાં યાદ,
જોકે તખ્ત ઝોહાકનું કીધું બરબાદ.

અગઉ તાહારી કંઇ થઈ ગયા શહરીઆર,
કીધો નાં તેઓએબી એવો વિચાર. ૫૯૩

મને આવ્યાને પણ થયો બહુ વખત,
અને જોઈ છે મેં પણ આં ગેતી સખત.

આં બોહળી દુન્યાંથી ગયો મનુંચહર,
ગયો છોડી ગંજ અને મેહેલો ઝબર.

તથા ઝવ, ને નવદર, અને કયકોબાદ,
એવા કંઈ બુઝર્ગોની છે મુંજને યાદ.

હતા ભારી ગુર્ઝો, સેપાહ ભારી ખાસ,
છતાંબી કીધો માઝંદરાંનો નાં કયાસ.

કારણ તે જાદુગર દેવોનું છે ઘર,
જે લપટાયુંચ જાદુ તલેસમ અંદર.

તલવારેબી થઈ શકતો નાં તેનો નાસ,
ન હાથ આવતું ગંજો અકલથીબી ખાસ.

નથી બંદ ખોલી શકાતો ઝબર,
દીરમ, ગંજ, માણસ, ન તું ખ્વાર કર.

ફતેહમંદ નથી ત્યાં જવું સર બ સર,
જવાનો વિચાર વટીક છે [1]ખોફતર.

૧—ધાસ્તી ભર્યો.

સેપાહ ખેંચવી જોઇયે નાં ત્યાં તુને યાર,
નથી એ જોયો શાહોએ નેંક વિચાર.

ગર નામવરો તુને છે તાબે મુંદામ,
પણ તું માંફક રબનાં છે બંદા. તમામ. ૫૯૪

તું ખુનથી એવા નાંમદારોનાં ગર,
ઉગાડતો નાં લોભને લીધે કોઇ શજર

જેનાં ફળ ને ઉગવું છે લાંનત તમામ,
પ્રથમનાં શાહોની એ રીત નહીં મુંદામ.

જવાબ દીધો કાઉસે પાછો તેવાર,
ઝરૂર છે મને તાહારી સલ્લાહની યાર.

ફરીદુન ને જંમશીદનાં કરતાં મુંદામ,
વધુચ દબદબા મર્દી ઝરમાં તમામ.

મનુંચહરથી ને કોબાદથીબી સહી,
કીધું માઝંદરાંનું જેંણે ધ્યાંન નહી.

છે લશ્કર, ને હીંમત, ખઝાંનો, ઝબર,
જહાંન તેઝ તલવાર નિચે છે ગર.

જીતઇ જગ, ઉઠાવી જો શમશીર મુંદામ,
છુપી રાખ્યે શમશીરથી ગેતી શું કામ.

એકાએક કરશ ફ્એદ તેંમણે મુંદામ,
માહારૂ, માહારી શમશીરનું રાખશ હું નામ.

નાં કોઇ જીવતું રાખશ માઝંદરાં અંદર,
યા કર ભારી નાંખશ હું તેઓ ઉપર.

જોઉચ આંખે મુંજ ખ્વાર નેંહસ્તી તદન,
શું જાદુ કે શું દેવોનું અંજુમન. ૫૯૫

એવી વાત આવશે તાહારા કાંણુ ઉપર,
કે થઈ પાક ગેતી એવાથી મગર.
જોકે રંજ ખેંચવાની છે બહુ ઝબર,
મને પુગવા માહારી મુંરાદો ઉપર.
ને તેટલાં તું રૂસતમની સંગ જહાંદાર.
ઇરાંનનો નિગેહબાંન બનજે હુશ્યાર.
છે માહારો તે જગ પયેદા કરનારો યાર,
તો છે નરે દેવોનાં સર મુંજ શીકાર.
ન મુંજ સાથે આવવું હોય જંગમા અગર,
તો એ કામ કરવામાં ખોટી નાં કર.
સુખન શાહાથી સાંભળયા ઝાલે શીતાબ,
ન જોયો સરશ કોઈ દેવો જવાબ.
તે બોલ્યો તું શાહ હમો બંદા મુંદામ,
ખરાં દીલનું છે માહારૂ કેહવું તમામ.
સીતમને તું ઇન્સાફ કહે જો અગર,
તો દમ ને કદમ ભયેં તુંજ કેહવા પર.
અંદેશાથી દીલ માહારૂ ખાલી કીધુંચ,
દાંનઇ ભર્યું જાણ્યું તે મેં કહી દીધુંચ.
ન તન કોઈ બચાવતું કઝાથી અગર,
નથી સીવતું સોએથી નસીબની નઝર. ૫૯૬
નથી તંગી દુર થતી કરવે અપવાસ,
જુદા નથી એ ત્રણથી શાહોબી ખાસ.
મુંબારક તું પર ગેતી રોશન આબાદ,
ખુદા ન કરે કેહેવું મુંજ આવે યાદ.

તાહારાં કામનો પસ્તાવો તુને નાં થાય,
રોશન રેહેજો દીલ, ધર્મ, ને રાજ્ય, આય.

મુંજ વાતોનો રંજ શાહે લાવવો નહી,
કારણ મેં કહયુંચ નેકખ્વાહીથી સહી.

ફરમાન શાહાથી ઝાલે જવાનું લીધું,
જવાથી દુઃખી રજીંદા દીલ કીધું.

આવ્યો કાઉસશાહ પાસેથી બાહાર ખાસ,
થયા મેહેરો માહ કાળા આંખોની પાસ.

ચાલ્યા સાથે જંગી બુઝર્ગો તમામ,
શું તુસ, અને ગોદર્ઝો, ગેવ, ને બેહરામ.

કહયું ગેવે ઝ઼ાલને, ખુદા પાસે આય,
હું માંગુચ હમારો તે રહનુંમા થાય.

કે આં જગ્યે કાઉસ હતે નહીં જો શાહ,
તો હું તેની હરગેઝ ન કરતે પરવાહ.

ફ઼ઝા, લોભ, તંગી, ન રહો તાહારી સાથ,
ન થાઓ લાંબો તું ઉપર દુશમનનો હાથ. ૫૯૭

હમો હોઇએચ યાકે જઇએ છઇએ જ્યાં,
સમજતા ન તાહારી તારીફ઼ સીવા ત્યાં.

તે જગ કરતા યઝદાં, પછી સર બ સર,
ઉમેદ રાખેચ ઇરાં ઝમીન તુંજ ઉપર.

તેં રંજ ખેંચી પેહેલવાનો માટે આં વખ્ત,
અને રાહબી કાપીચ તુંએ આંય સખ્ત.

હમો માટે ચારો રહયોચ એજ આય,
નાં શાહ હોય હમારો તું પેહેલવાં સીવાય.

કહ્યું ઝાલે એ'મ કે છે દાંના તે એક,
તકદીર આગળ રદ રાહે તદબીર દરેક.

હુકમ શાહાનો માનો ઘટે છે મગર,
લડાઇથી ન ફેરવતા એક જણુબી સર.

ખુદા પર મને છે ભરૂસો મુ'દામ,
કે જોઇશ પાછા તમને ખુશીમા તમામ.

એટલુ' બોલીને ભેટ સઉથી લીધી,
ને સીસતાંનની કુચની તઇયારી કીધી.

## કાઉસનું માઝંદરાંન જવું.

જુદો જ'ગીઓથી થયો ઝાલ જ્યાર,
કે લશ્કરે તઇયારી કીધી તેવાર.

કહ્યું શાહે ગુદર્ઝો તુસને મગર,
સેપાહ ખે'ચી રસ્તે પડો સર બ સર. ૫૯૮

પડી જો સહવાર ત્યારે શાહ ને પહલવાન,
કીધાં સઉએ સર, [૧]સુએમાઝ'દરાન.

પછી સોંપી મીલાદને ઇરાં ઝમીન,
ખઝાનાંની ચાવી ને તાજો [૨]નગીન.

કહ્યું જો ચઢઈ કરે દુશમન અગર,
તો ખે'ચતો નાં કીનાની શમશીર ઝબર.

લેજે ઝાલ રૂસતમની, ર'જમા મદદ,
છે લશ્કર પનાંહ, તખ્ત લાયક બેહદ.

૧—માઝંદરાંન તરફ ૨—શાહી મોહોર.

નગારાંના શોર ઉઠયા બીજે દીવસ,
ચલાવી સેપાહ તુસ ગોદર્ઝે બસ.

ચાલ્યો સાથે કાઉસ્નબી લશ્કર પ્રકાસ,
કીધી છાવણી એસ્પોરૂઝ કોહની તે પાસ.

આફ્તાબથી છુપી જગ્યા ઉપર તમામ,
ઉતારો કરી કીધો ખ્વાબો આરામ.

હતાં જ્યાં કે દોઝખી દેવોનાં ઘર,
ત્યાં લાગ્યો દરેક દેવોને ભારી ડર.

ઝરીનાં બીછાના કીધાં કોહ ઉપર,
ખુશબુદાર [1]મએથી હવા રંગીં તર.

સઉ જંગી, મુંબારક કદમનાં તે ખાસ,
બેઠા કયાંની કાઉસનાં તે તખ્ત પાસ. ૫૯૯

ખાંણી પીણીમાં રાત કીધી પસાર,
ઉઠયા ખાબથી બાંમદાદે તેવાર.

સજીને આવ્યા સરવે પાદશાહની પાસ,
કોલાહ, સાથે બાધી કમરબંદ ખાસ.

કહયું પછી પાદશાહે ગેવને તેવાર,
ચુંટી કાઢ ફઔજી સેપાહ બે હઝાર.

ભારી ગુર્ઝે ફેરવી શકે બેગુમાન,
ને જીતનારા હોય શેહેરે માઝંદરાન.

કયકાઉસે ગેવને કહયું તેજ વાર,
કદમને ઉઠાવ ખોલ પંજો અપાર.

કે જા માઝંદરાંના તે દરવાઝા વેર,
ને શમશીર અને ભારી ગુર્ઝે ચોમેર.

૧–શરાબથા.

જુવે જેબી કોઇને તું ઇફ્રી જવાન,
કતલ કરજે તેને, ન રહે તેનો જાન.

જુવે જગો આબાદ, તે બાળી તમામ,
જ્યાં દીન હોય ત્યાં રાત પાડી દેજે મુંદામ.

ને દેવોને પોંહુચે ખબર તે અગઉ,
કે જંગ જુદી કરજે જાદુગરથી સઉ.

ગયો જેવ શાહ પાસથી બાંધી કંમર,
લશ્કરમાંથી ચુંટયા દીલેર નામવર. ૬૦૦

પુગો દરવાઝે શેહેરે માઝંદરાન,
વરસાવ્યા ગુરઝ, તેગ઼ ભારી નિદાન.

ઓ઼રત, બચ્ચાં, - લાકડીઓ લઈ ચાલનાર,
રહુયાં નાં તેની તેગ઼ સામે ઝીનહાર.

તારાજ કરતો, શેહેરો જળાવતો હતો,
અંમૃત બદલે ઝેહેરને વરસાવતો હતો.

જોયું શેહેર એક બેહેશ્ત જેવું બુલંદ,
હતી જ્યાં ખુશીની ચીઝો મન પસંદ.

હતા હર ગલી મોહલ્લાઓમા તમામ,
બાલીઓ ને સાંકલી પેહેરેલા ગુલામ.

ગુલામો હતા બીજા પેહેડી કોલાહ,
હતા ચેહરામાં ગોયા નુરમંદ માહ.

હરેક જગે ગંજ હતો સોનાથી તર,
દીનાર એક જગેહ હતાં, બીજે ગોહર.

બેહદ ચોપગાં જાંનવરો આસપાસ,
ગોયા બેહેશ્ત આવી ગયું ત્યાંજ ખાસ.

ખબર કાઉસને તેઓએ આપી એ,
ખુશી દબદબાની જગાઓની તે.
તો બોલ્યો ખુશી રહો જેણે કહેલું કે,
માઝંદરાંની જોડી ફકત બેહેશ્ત છે. ૬૦૧

તમામ શેહેર છે ગોયા મુર્તીનું ઘર,
ચીનઇ રેશમી કપડાં, ને ફુલ જે ઉપર.
તે મુંર્તી હોય બેહેશ્તમાથી આવી અગર,
અનારથી કીધા સાફ [1]રીઝવાંને ચહર.
કીધી લુંટ ઇરાંનીઓએ હફતો એક,
પછી લુંટથી ખોલી કંમરને દરેક.
એ થઇ માઝંદરાંના જો શાહાને ખબર,
તો દીલ દર્દ ભર્યું થયું ભારી સર.
હતો નાંમે સંનજે તે દેવોની પાસ,
દુઃખી જાંનો દીલ જેના એ વાતે ખાસ.
કહયું તેને જા તું સુફીદ દેવ પાસ,
એવો જા કે આંસ્માને આફતાબ ખાસ.
કેહજે તેને કે માઝંદરાંની અંદર,
સેપાહ આવીચ ઇરાંની, લુંટવા ઝબર.
તમામ માઝંદરાં બાળી નાંખ્યુંચ અપાર,
એ જંગથી ઉસ્કેરીચ કીનાની અંગાર.
જહાંજુએ કાઉસ છે સરદાર ખાસ,
જવાન પહુલવાનો છે લશ્કરની પાસ.
મદદમાં ન આવશે જો તું બેગુમાન,
તો જીવતું ન કોઇ જોશે તું માઝંદરાંન. ૬૦૨

૧—બહીસ્તના ફરીસ્તાએ.

ચાલ્યો સંનજે પયેગામ સમજીને સખ્ત,
મદદની લઈ અરઝીનું નામું તે વખ્ત.
આવ્યો પાસે તે સરફરાઝની મુંદામ,
કહ્યું સમજેલું તે દીલેરને તમામ.
કહ્યું શાહાનું કહેલું તેંણે તેની પાસ,
કહ્યું પોતા માટે, હતો ગુસ્સે ખાસ.
સુફીદ દેવે દીધો તેને એમ જવાબ,
ન થા નાંઉમેદ ઝમાનાથી શીતાબ.
ઇરાંની સેપાહના તે શાહાથી ન ડર,
લડાયક સેપાહ સાથે આવે અગર.
હું આંઉછું સેપાહ ભારી લઈ દમ બ દમ,
ને કાપુચ માઝંદરાંથી તેના કદમ.
એટલું બોલી ઉઠયો તે કોહની સમાન,
થયું જેનું સર ગોયા ફરતું આંસ્માન.
ને આં તરફ કાઉસબી કાપીને રાહ,
આવ્યો માઝંદરાં, સાથે લઇને સેપાહ.
આવ્યો શાહ ખુશી ભરી જગ્યા અંદર,
મયદાંન જંગલે નાંખ્યા તંબુ ઝબર.
કે લાલ, પીલા, તંબુ, ને ડેરા, તમામ,
જોનારની આંખે ચક્ર આવતાં મુદામ. ૬૦૩
પ્રકાશતો જો તંબુઓપર આફતાબ,
તો હર જગેહ લાગતો તે [1]દરીયાએઆબ.
સણગારેલાં માણસ ને ઘોડાથી બસ,
ઝમીન લાગતી બેહેશ્તી ચીઝોથી સરસ.

૧-પાણીનો દર્યો.

હતું તખ્ત બીલ્લુરી તંબુ દરમ્યાન,
ઝળકતો ગોયા આફતાબ આંસમાન.

બેઠો હતો તે તખ્તે, કાઉસ શાહ,
હતી જેના સર ઉપર કયાંની કોલાહ.

હતા દાંના લશ્કરનાં તે જગ્યા પાસ,
જે સાથી હતા સારાં નરસાંનાં ખાસ.

કહ્યું કાઉસે સરદારોને મુંદામ,
કે પેહેલવાંનોનાં સરફરાઝો તમામ.

તમો માહારા છેઓ નેંક ખ્વાહ એકકેએક,
છો મુંજ રાહરસમ ને હોકમપર દરેક.

શહે માઝંદરાંને હવે માહરે દસ્ત,
હું લાવીશ, ને આપીશ દેવોને શીકસ્ત.

ન ચાહાતો હું તે હાકેમ પાસે નિદાન,
કોઇ નામાં કે પયગામે ખોલું ઝબાન.

જો પુર્વથી કાલે સુરજ આવશે બાહાર,
તો દાખલ થશું માઝંદરાંમાં તેવાર. ૬૦૪

ન બાદશાહ ન લશ્કરને રાખશું મુંદામ,
મુંલક તેનો લઇ લેશું આંપણ તમામ.

સર છુંદશું ઘોડાની નાલોથી સખ્ત,
ને કુઉવતનો દેખડાવશું દેવોને દસ્ત.

દરેક મુંલ્ક કાબુમાં લાવીશું ખાસ,
અને કરશું દીલની પુરી સર્વે આસ.

બુઝર્ગોએ ધર્યા ઝમીન ઉપર સર,
ને કીધી દોઆ તેઓએ શાહ ઉપર.

બદીનો રહો દસ્ત દુર તુંથી શાહ,
ઝમીન ને ઝમાનો રહો નેક ખ્વાહ.

હમો બંદા સઉ ફર્માંબરદારો ખાસ,
સાહેબે ગેરઝ, તીરો, શમશીરની, પાસ.

હટી કેમ શકે આં સેપાહ રંજથી,
કારણ તે પલઈ છે શાહનાં ગંજથી.

ફીદા કર્યેચ પાદશાહ ઉપર જાંન બસ,
તું શાહ માટે એક નહીં, લડઈ કરવા દસ.

સીતમગાર પેલો સુફીદ દેવ મગર,
નથી પડતો કોઇબી જગોપર નઝર.

તે દેવ જાદુગર પુરો બીશ્યાર છે,
માંઝંદરાંની દેવોનો સરદાર છે. ૬૦૫

આં જંગ અંદર આવશે નહીં તે અગર,
તો આં દેવનાં જાંનોને કરશું આંખર.

રાત સુધી વાતો એ કરતાતા ખાસ,
અને મારતા મદેં દીલેરો ડફાસ.

સહવારથી તે સાંજ સુધી એમ બેશુમાર,
ને કાઉસબી કરતોતો ગ્રાંડાં વિચાર.



## સફેદ દેવનું કાઉસને તેનાં લશકર સાથે આંધળા કરવું.

આવ્યું ફ્બોજ ઉપર રાતે વાદળ નિદાંન,
સીયાહ ગેતી થઇ શીધીના મુંખ સમાન.

જહાંન ડાંમરનાં દર્યા જેવી થઇ,
અને રઓશનાઇ છુપાઇ ગઇ.
તંબુ નાંખ્યો ડાંમરના ધુંવાનો સર,
સીયાહ ગેતી આંખે અંધારાં ઝબર.
આસ્માનોથી નાંખ્યા ઇંટોને પત્થર,
વિખરઈ જંગલે ફઓજે ઇરાં ઝબર.
ઘણુાંની ખરાબી કીધી તેમા સહી,
કશું બાકી હાંણીમાં રાખ્યું નહી.
ઘણાંએ ધરી રાહે ઇરાં મુંદામ,
હુતા શાહાનાં કામે દુઃખી દીલ તમામ.
જો ગઇ રાત અને પાસે આવી સહુવાર,
તો શાહાની અપંગ બની આંખો તે વાર. ૬૦૬
સેપાહના બે ભાગોની આંખે અંધકાર,
હુતા તેથી ગુસ્સે તે સઉ નામદાર.
અપંગ થયો શાહ કાઉસ આંખે મગર,
આંફત તેના કામે આવી ફઓજ પર.
થયું ફયેદી લશ્કર ગયો ગંજ અપાર,
જવાન બખ્ત જલ્દી થયું ઝઇફ યાર.
છે યાદ કરવા જોગી આ વાતો ગઝબ,
અઝાએબી પણુ થાય જોઇને અજબ.
જોઈ એવી આંફત અને બોલ્યો શાહ,
ખઝાંનાથી બેહતર વઝીર નેંક રાહ.
હાયં! બોધ જગ જીતનારા ઝાલનો,
ન માંણ્યો લાયો શક તેના ખ્યાલનો.

એક હફ્તો ગયો એવી આંફતમા સહી,
ને આંખે ઇરાંની કોઈ જોયો નહી.

સુફીદ દેવ ચીલ્લાયો આઠમે દીવસ,
કે શાહ ફળ વગરના નેતર જેવા બસ.

કીધા તેં મોંટાઇના જો ખ્યાલો એવા,
ઝમીન માઝંદરાંની આં છીનવી લેવા.

કૌવત સઉ તુને મસ્ત હાથી સમાન,
દેખાયું ન માણ્યું તેં કોઇનું ફરમાન. ૬૦૭

થયો તાજ તખ્તે અસંતોષ મુંદામ,
ઊંધી વાળી અકલ પોતાની તમામ.

કીધા ફયેદ તેં માઝંદરાંની તમામ,
ભારી ગુર્જે માર્યા ઘણાંને મુદામ.

સુફીદ દેવની તુને ખબર હતી નહી,
કે આંસ્માથી પાડેચ સીતારાઓ સહી.

હતું કામ જે તાહારે લાયકનું યાર,
અને દીલની ઉમીદો, તે થઇ છે પાર.

જો ઉસ્તાદે નસીહત દીધી હોતે નહીં,
તો મારતે ઝરૂર જાંનથી તુને અહીં.

ને રાખતે ના લશકરમાં જીવતો હું એક,
મુલક તાહરા બર્બાદ કરતે દરેક.

પણ કેરશાસ્પ લશ્કરને તોડનારા પાસ,
કરાર કઓલ કીધા છે યુકિતથી ખાસ.

કે લાવીશ ચઢાઈ હું ઇરાંમા નહીં,
ન તો હું જગાડતે કયાંમત અહીં.

છોડુંચ રંજો ગમમાં તમુને હું આય,
કે આખર ઝમાનો તમારો આં થાય.
કહી એમ પલીદી ભર્યા દેવે ખાસ,
ગુસ્સાથી ને તુંદીથી તે શાહુની પાસ. ૬૦૮
[1]ખંજરકશ નરે દેવોમાંથી તમામ,
ચુંટયા બાર હઝાર જંગીઓને મુદામ.
કીધા ચોકીબાંનો ઇરાંનીઓ પર,
દુઃખી કીધા મગરૂર દીલેરો ઝબર.
ધર્યા સર્વે સરદારોને તેજ વાર,
ને બંદ અને બાંધવાથી પર્વાર્યા જ્યાર.
બચે જીવ, ખોરાક એટલો આપ્યો તેવાર,
કે જેથી કરે તેઓ દહાડા પસાર.
ખઝાનો બધો શાહ સેપાહનો તે વખ્ત,
શું યાકુતનું તાજ, ને ફીરૂઝાનું તખ્ત.
દરેક ચીઝ સોંપી જ્યાંબી જોઇ જે,
માઝંદરાંના સરદાર અર્ઝંગને તે.
કહયું તેને કેહજે આં દઇ શાહની પાસ,
કે ઠપકો નાં દેતો અહરીમનને ખાસ.
કારણ મેં કીધુંચ, હતું ઘટતું મુદામ,
ને ખાકમાં મેળવ્યું છે લશકર તમામ.
તમામ પેહેલવાંનો ઇરાંની ને શાહ,
ન જોઇ શકશે નુરમંદ આફતાંબો માહ.
નથી તેંમણે દેખડાવ્યો મોંતનો મેં ત્રાસ,
કારણ જોઈ શકે ચઢતી ને પડતી ખાસ. ૬૦૯

૧– ખંજરના મારનારા.

રડી કુટી મરશે તે સખ્તી દરમ્યાન,
ફરી કોઈ ન કરશે એ કામ ઉપર કાન.
તેની વાત સમજી તે અઝેગે ખાસ,
તો મોંહ કીધું શાહે માઝંદરાંન પાસ.
તે ચાલ્યો ખઝાંનો સેપાહ લઇને હાથ,
કેદીઓ ને સણગારેલા ઘોડા સાથ.
ને શાહાને સોંપી પાછો ફર્યો તે વખ્ત,
જંગલથી ગયો કોહની ઉંચાઇએ સખ્ત.
સુફીદ દેવ કરી કામ પુરૂ ખુશાલ,
ફર્યો ઘર તરફ પોતે ખુરશીદ મીસાલ.
અને માઝંદરાંમા રહયો કાઉસ શાહ,
તે બોલતો કે એમાં છે મારોજ ગુનાહ.

## પાદશાહ કાઊસનું ઝાલેઝર ઉપર પયગામ મોકળવું અને રૂસતમનું માઝંદરાંનમાં હફતેખાનને રસ્તે જવું અને તેની હકીકત.

કે ઝખમી જીગરનાં તે શાહે તેવાર,
પરંદાં સમાન કીધો પહલવાં તૈયાર.
હતો શાહ, સેપાહથી અલગ જે થયો,
શેતાબીથી તે શાહની પાસે ગયો.

દોડાવ્યો તુરત તેને ઝાબુલેસ્તાન,
તે દસ્તાંની નઝદીક ધુંવાની સમાન.
કેહવાડયું શું મુજ પર વિટયુંચ બખ્ત થી,
પડયુંચ ખાકમાં તાજ, અને તખ્તબી. ૬૧૦
ઝરો ગંજ અને ફ્યોજના નાંમી કુલ,
હતા ગોયા સુંદર વસંતી જે ફુલ.
તે ફરતાં આંસ્માને દેવોને દીધું,
પવન ગોયા આવ્યો ને સૌ લઈ લીધું.
અપંગ આખો થઈ ને ઊંધુ વળ્યું બખ્ત,
વળી નિચાં પડયાં છે તાજ અને તખ્ત.
છું ઝખ્મી અહરીમનનાં હાથો દરમ્યાંન,
મુંજ તનથી જુદું કરવા માગેચ રવાંન.
હાય! બોધ તાહારો કરૂચ યાદ ગર,
હવા સર્દ આવેચ જીગરથી ઝબર.
ન ચાલ્યો તુંજ દાનાંના ફ્ર્માને ગર,
પડ્યો રંજ મુર્ખઈથી માહારી ઉપર.
જો એ વાતે બાંધશે કંમરના મુંદામ,
તો વ્યાજ અને મુંદલબી ખોશે તમામ.
માઝંદરાંથી કાસદ તે દોડ્યો તતકાલ,
ધુંવાની ઝડ્પ, ઉડ્તાં પક્ષી મીસાલ.
જ્યારે પોંહચ્યો કાસદ તે દસ્તાંની પાસ,
કહયું જોયું, જાણયું, ને સમજેલું, ખાસ.
સમજી લાગું ફાટવાને તન ઉપર ચામ,
પણ રાખ્યું છુપુ દોસ્ત દુશમનથી કામ. ૬૧૧

ખરાબીઓ ઊંચ બુદ્ધીથી જોઈ તમામ,
શું પડશે ઈરાંન ઉપર આફત મુદામ.
અને બોલ્યો રૂસ્તમને, દસ્તાંને સામ,
નથી મ્યાંન શમશીર હવે રહી મુદામ.
નથી મોજ શોખનો વખત આં લગાર,
કે તાજ પર્વરીશ કરવી છે બીજીવાર.
કારણ મોંહમા અઝદહાનાં છે શાહેજહાન,
ને આફત ઈરાંનીઓપર બેગુમાન.
તુ કસ ઝીન રખશ પર વગર ધીરથી,
બખશ ગેતી કીનાની શમશીરથી.
ગોયા આં વખતનેજ માટે મુદામ,
કીધોચ તુને દાવરે મોટો તમામ.
હવે તું છે એ કામ લાયક મગર,
થયાંચ સાલ મુંજને બસોની ઉપર.
એ કામે થશે નાંમ તાહારૂ મુદામ,
છોડવશે વળી શાહાને રંજથી તમામ.
અહરીમનનાં કામમાં નથી વખ્ત આજ,
એક પલભરબી થોભવાને આરામ કાજ.
બુલંદ તાહરૂ પેહેડીલે બબ્રેબયાન,
વિચાર, ઊંઘ, મનથી તું દુર કર નિદાન. ૬૧૨
જે કોઈ તાહારો ભાલો જુવે આંખ પાસ,
શું કહી શકશે તે, હું જીવશ હવે ખાસ?
તે થાય લોહી, લડે દર્યાંથી તું અગર,
પડે નિચે કોહ તુજ અવાઝે ઝબર.

ન થાય એમ સુફીદ દેવ, અઝેંગ નિદાન,
બચાવીને જાય તાહુરા હાથેથી જાન.

તથા ગરદને શાહે માઝંદરાન,
ભારી ગુર્જે નાંખજે કુટી બેગુમાન.

ફતેહમંદ થશે જો આ કામે તમામ,
તો એ કામે ફેલઈ જશે તાહારૂ નામ.

કે ઝીંદગી પછીબી રેહેશે તાહારૂ નામ,
તું જા માઝંદરાં હ્યાં ન થોભતો મુદામ.

ને રવશન તું કર નાંમે સામેસવાર,
થયો ગેતીમાં ન એવો નામદાર.

તુજ કાંમેથી દુન્યાં થશે તાબેદાર,
તુંજ નામેથી દેવોબી ધુંજશે અપાર.

જવાબ આપ્યો રૂસ્તમે કે રાહ મગર,
છે લાંબી હું કેમ જાઊં કીનાં ખાતર.

કે છ મહીનાં ચાલ્યો હુતો શાહ નિદાન,
અને તે પછી પોંહુચ્યો માઝંદરાન. ૬૧૩

હું જાઊં એમ તો શાહી આલાદ કેમ રહે,
શાહ કોબાદનાં તોખમથી નાંઝુક કહે.

કે બાદશાહીથી આંય, બોલ્યો એંમ ઝાલ,
છે, બે રાહ જે બેહુમાં છે રંજો [1]મલાલ.

ગયો કાઊસ જ્યાંથી તે લાંબો ઝબર,
મગર છે બે હફતાનો રસ્તો દીગર.

તે સિંહ દેવથી ભર્યો છે અંધારો ભીત,
જેને જોઈ તુંજ આંખો થશે ચકચકીત.

[1] ગમ.

તું ઢુંકેથી જા; જો નવઇઓ અપાર,
થજો તાહારો આલમનો ખાવીંદ યાર.

થશે પુરો જોકે તે છે [1]પુરઅલમ,
ઓળંગશે મુંબારક રખશનાં કદમ.

સહુવાર થાય ત્યાં વેર તમામ રાત ખાસ,
નેયાંયશ કરશ પાક યઝદાંની પાસ.

કે જોઊં પાછાં ગરદન ને છાતી, ઝબર,
ગોરઝ, બાઝુ, પંજો, અને તાહારૂ સર.

લખ્યું મોંત હશે દેવને હાથ અગર,
આ ગેતીનાં ખાવીંદ ખુદાએ મગર.

તો શું કોઇબી હોકમને છે તાળનાર,
શરણ થવું જોઇયે તે આવે તેવાર. ૬૧૪

નથી કોઇબી રેહવાનો હંમેશાં હ્યાં,
રહયોબી ઘણો પણ તે તેડશેજ ત્યાં.

કે જો કોઈ બુલંદ નામે ગેતીને આય,
ઘેરીલે તેને ગમ ન મરવાનો થાય.

કહયું રૂસતમે અય મુંબારક પીદર,
કે ફરમાન ઉપર તાહારા બાંધુય કંમર.

પણ દોઝખની અંદર જવું જાંણી જોઈ,
ન ઠીક જોયું આગળા બુઝર્ગોએ કોઈ.

જે પોતાના જીવથી ધરાયલો કેહવાય,
તે ફાડી ખાનાર સિંહનાં મોંઢાંમા જાય.

કંમર બાંધી ગયેલો મને તું સમજ,
ન ચાહાતો મદદ રબ સીવા કોઇની રજ.

[1]-ગમથી ભરેલો.

તનો જાં પ્રીદા શાહ ઉપર છે તદન,
તોડશ જાદુગરનાં તીલેસમ ને તન.

હશે જીવતા જે કોઈ ઈશાંની અંદર,
લાવી ને બંધાવીશ કમરબંદ કંમર.

ન રાખશ 'હું' અર્ઝંગ કે દેવે સુફીદ,
ન સંજહ, ન પુલાદ, ન ગંદી, ન બીદ.

હું કહુંચ નાંમથી એક ખુદાવંદે જગ,
ન રૂસતમ રખશથી નિચે મુંકશે પગ. ૬૧૫

કે હાથ બાંધશે અર્ઝંગના પત્થર મીસાલ,
ને નાંખશે રસી તેની ગરદનમાં હાલ.

કે પગ નિચે પોલાદનાં સરને યકીંન,
રખશનાં કદમથી ધ્રુજાવશે ઝમીન.

જો સર કાઢયું ખુર્શીદે કોહને શિખર,
ઝમીન થઈ ગો નવરોઝી ગુલશન અગર.

તો ગર્દન ઉઠાવી પેહેર્યું બબરેબેયાન,
દોઆ ઝાલે તેપર કીધી બહુ નિદાન.

મુરાદ તાહારી, ગેતીમાં ફળજો તદન,
અને દુશમનોનાં બળી જાઓ તન.

ફેલાય નામ હરજગ્યે હરદમ મગર,
કદમ રખશનાં રહે તું આસમાન પર.

મદદ તાહરો છે દાવરો દાદગર,
તાહરા દુશ્મનોનાં ઊંધાં પડજો સર.

પગ મુંકયો હાથી મીસાલ રખશ પર,
ન ઘભરાટ ચેહરા પર ન દીલમા ડર.

આવી "રોદાબે" ચેહરો પાણીથી તર,
તથા રડયો દસ્તાંનબી સર બ સર.
માંહ્રાતાબ ચેહેરેની બોલી રોદાબે આંય,
રૂસતમને કે તું તો જશે હવે હાય. ૬૧૬

જુદઇના તું ગ઼મમાં છોડી જાયેચ ખાસ,
શું રાખેચ ઉમીદ પછી યઝદાંની પાસ?
કહયું, નેંક ખસલતની માંદર મગર,
મુંજ મરઝીથી કરતો નથી હું સફર.
જો લખ્યુંચ નસીબમાં એવું બેગુમાન,
દે રબની પનાહ મુંજ તનો મન ને જાન.
રવાંના કરવા લોકોબી આવ્યાં પાસ,
કોણ જાણતું જોશે ફરી તેને ખાસ.
ઝમાનો એવીજ રીતે થાય છે પસાર,
દાના મર્દ નહીં કરતો જેનો વિચાર.
બુરો દાહાડો તું પર જો થાય પસાર,
તો જાંણ કે નફો 'હશે ગેતીને યાર.
પડયો બાહાર ઝાબુલનો જંગી નિદાન,
બાપ પાસથી "ગેતી ફીરૂઝ" પહલવાન.
બે દીનની રાહ કરતો એકમાં પસાર,
સીયાહ શબને, દહાડો સમજતો અપાર.
તે એ માંફક કાપતો હતો રખ્શ રાહ,
કે તેઝીથી દહાડો, અને શબ સીયાહ.
ચઢી થાક તન પર ભુખો થયો ખાસ,
આવ્યો પુર ગોર્ખર એક જંગલની પાસ. ૬૧૭

કીધો એડમારી રખશ તેઝ ખાસ,
ધીમું પડયું ગોર્ખર તેનાં દોડવા પાસ.

કમંદ, રખ્શની દોડ, રૂસતમ, સવાર,
થી હરગેઝ બચે નાં દરીદાં લગાર.

પછી નાંખી તે સિંહે શાહી કમંદ,
કીધું જંગી ગોર્ખરને પેચ અંદર બંદ.

તુરત ખેંચી ગોર્ખરને નાંખ્યું નિદાન,
ઊતર્યો નિચે જંગી ચિત્તા સમાન.

સળગાવ્યો ત્યાં તીરની અણીથી અંગાર,
ને બાળ્યાં કાંટા, ઝાડી, લાકડાં, અપાર.

કીધું તેને બેજાંન ત્યાં સર બ સર,
અને ભુંજીયું ઢગઢગતા આંતશ ઉપર.

દુર ફેંકયાં હાડકાં ને ખાધું બી એજ,
ડેગ હતી તેજ અને ખુંમચોબી તેજ.

પછી કાધી લીધી ગોડ઼ાની લગામ,
છોડયો ચરવાને જોઈ લીલોત્રી તમામ.

બરૂઓનું ખેતર કીધી ખાબગાહ,
ને દહેશતનો "[1]દર" જાંણી બેફીકી રાહ.

સુતો સર તળે તેગ લઇને ખુશાલ,
આરાંમથી પડયો શેરે નરની મીશાલ. ૬૧૮

૧—દરવાઝો.

## પેહેલી મંઝીલ રખ્શનું સિંહને મારવું.

હતું બરૂનાં વનમાં સિંહનું મકાન,
હાથીબી ન તોડતો બરૂ એક નિદાન.
જો પોહોર એક ગુઝર્યો કે વિક્રાળ શેર,
પોતાના મકાન તરફ ચાલ્યો દીલેર.
બરૂ પર સુતો જોયો પહલવાં એક ખાસ,
જોયો તેઝી ઘોડોબી એક તેની પાસ.
પ્રથમ ઘોડો મારવો કીધો એમ વિચાર,
પછી ગમસે ત્યારે હું મારીશ સવાર.
તે નુરમંદ રખશ તર્ફે ધસ્યો તતકાલ,
આવ્યો જોશમાં રખ્શ આતશ મીસાલ.
બે હાત ઊંચા રાખી માર્યા સર ઉપર,
ને તેઝ દાંતો પીઠ અંદર ભોકયા ઝબર.
કીધા ટુકડા ખાક અંદર પટકી તે વખ્ત,
કીધો તે ભયાંનકને લાચાર સખ્ત.
તેઝ હાથનો રૂસતમ જો ઉઠયો અગર,
તો જોઈ ગેતી તંગ ને સીયાહ સિંહ ઉપર.
તે બોલ્યો કે અય બેવકુફ રખ્શ કેમ,
કહયું કોણે લડજે તુ સિંહ સાથે એમ.
અગર જતે માર્યો તેના હાથ ઉપર,
તો તીર અને કોલાહ લડાયક ઝબર. ૬૧૯
હું કેઈ રીતે લઇ જતે માઝંદરાંન,
ગોરઝ ભારી શમશીર કમંદ ને કમાન.

ન જોતો તું જેવો રખશ તેજ ચાલ,
ન બળ તુંદી તેજીકે નર્મીમાં હાલ.

ન કેમ આવ્યો મુંજ પાસે કરતો પુકાર,
પુકાર તાહારો કાન અંદર પોંહચતે જેવાર.

જો હું મીઠી ઉંઘમાંથી જાગૃત થતે,
તો જંગ ખત્મ સિંહ સાથેની થઇ જતે.

તે બોલ્યો ને સુતો ને કીધો આરામ,
દીલેર પહલવાં નર ઉઠાવનારો નામ.

કાઢયું ખુરશેદે અંધારા કોહથી સર,
કે ખુશ ઊંઘથી ઉઠયો તહમતન મગર.

નુછી તન રખશનું મુંકયું ઝીન ખાસ,
કીધી નેકી દેનારા રબની સેપાસ.

થયો નુરમંદ રખ્શ ઉપર સવાર,
ચાલ્યો પહલવાં બીજી મંઝીલ તેવાર.

## બીજી મંઝીલ રૂસ્તમનું પાણીની સોસથી આજેઝ થવું અને ગોસ્ફંદે રસ્તો દેખાડવે રૂસતમનું પાણીનાં ઝરા નઝદીક પોંહચવું.

મળી રાહ જવાય નાં એવી એક ખરી,
પણ જોઇયે પસાર કરવી કંઈબી કરી.

સખત ગર્મી જંગલ વિનાં જળ હતું,
ભુજાઈ તન પરદાંનુ ટુકડા થતું. ૬૨૦

થયાં એવાં મયદાંનો જંગલ ગરમ,
ગયાં હોય ભુંજાઇ આંતશે દમ બ દમ.

સવારની ઝબાં ને રખશનુંબી તન,
કે ગર્મી તરસથી ખેંચાયાં તદન.

ઉતર્યો ઘોડેથી ધરી નેઝા દસ્ત,
અને ચાલ્યો ડોલતો પછી જેવો મસ્ત.

છુટકારાનો મારગ ન જોયો અગર,
કીધું આંસમાં તરફ મોંહું મગર.

અને બોલ્યો યા દાવરો દાદગર,
તુંથીજ રંજો સખ્તી આં છે માહારે સર.

ખુશી હોય અગર તું મને દેવા રંજ,
તો તે જગમાં મળશે મને ભારી ગંજ.

યા રબ એજ ઉમીદ ઉપર જાવું છું હું,
કે બક્ષે શાહ કાઉસને છુટકારો તું.

ને ઈરાંનીઓનેબી કેદની ચુંગાલ,
થી છોડવે વગર દુઃખે રબ તું ખુશાલ.

તે છે તાહારા ફેંકેલા ને ગુનાંહગાર,
છતાં તાહારા બંદા છે તુને પુજનાર.

મુંજ હાથે કર છુટકારો તેંમણો તદન,
કાધી આપ્યાંચ તે માટે જીવ અને તન. ૬૨૧

તુ કહે છે કે દાદગર ને દાવર છું હું,
મદદ દુઃખમા દુઃખીને પોહચાડુ છું.

ઈન્સાફ ભર્યું જાંણુતો હોય આ માહારૂ કામ,
તો નાં વાળતો ઊંધું તેને તું તમામ.

આં કામ અંદર માહારી મદદમા તુ આવ,
ના દીલ મુજ થકી ઝ઼ાલ ઝ઼ઈફ઼નું જલાવ.

ન કર ફ઼ઓજ માટેની મેહનત બરબાદ,
મને, ફ઼ઓજને, મુંલ્કને, રાખ શાદ.

ને બોલ્યો તે પીલતન પોતા માટે યાર,
આવી યાદ ઘોરો કફ઼નની તે વાર.

જો લશ્કરથી કાંમ આવી પડયું હતે,
તો સિંહુની મીસાલે હું જંગમા જતે.

ને કરતે એક હુમ્લામાં નિંચે ઉપર,
કે જીવથીબી દમને છોડવતે ઝ઼બર.

મુજ સાંમે થતે [૧]કોહે ગંગબી શીતાબ,
ન લાવતે માહારા એક હુમ્લાની તાબ.

તે કોહ ભારી ગુર્ઝે મેં તોડયો હતે,
દીલેરીથી માહારી તે હારી જતે.

હતે સાંમે જૈહુનનો દર્યોબી જાણ,
જે દર્યાથી બચતું નથી કોઈ વહાણ. ૬૨૨

મદદથી, બચાવનાંરા યઝદાંને પાક,
ની મેળવતે હું તેને ગેતીથી ખાક.

પણ શું કામનું કુવત ને બાહદુરી સંગ,
કે તેનુંજ થયું બખ્ત આંખે અપંગ.

શું તડકાં તરસનું હવે હું કરૂ,
આ જીવ જાય ચારો તેનો શું કરૂ.

૧—એ નામનો પાહાર

તે બોલી રહયો કે હાથી જેવું તન,
થયું સુસ્ત પ્યાસે દીવાંનો તદન.
પડી ગયો રૂસ્તમ ગરમ ખાક પર,
તરસથી ઝબાં થતી ટુકડા ઝબર.
તેવાંમા એક માટેલું મેંઢુ તમામ,
આવી લાગું રૂસ્તમની પાસે મુંદામ.
વિચાર્યું તે મેંઢાના ચાલવાથી ત્યાં,
બોલ્યો એની પાણીની જગ્યા છે કયાં?
ખચિતજ આં બક્ષીસ ખુદાની મગર,
છે ઉતરેલી આં વખ્તે માહારી ઉપર.
ધરી તેગ જમણે હાથે ઉસ્તવાર,
ઊઠયો નામે યઝદાંના બળથી અપાર.
ચાલ્યો મેંઢાં પુઠે ધરી તેગ હાથ,
લગામ હાથમાં બીજે, ઘોડાની સાથ. ૬૨૩
ચાલ્યું મેંઢું આગળ, પુઠે પહલવાન,
તે નેંક દહાડાની યાદ કરતો ઝબાન.
જણાંયો તે રાહ ચશ્મો પાણીનો એક,
આવી પુગુ મેંઢું તે જગ્યાએ નેક.
કીધી રૂસ્તમે આસમાં ગમ નઝર,
ને બોલ્યો ખરૂ કેહનારા દાદગર.
કદમ નથી મેંઢાંના ચશ્માંની પાસ,
નથી "રાણી" મેંઢું બેશી માંહારૂ ખાસ.
જો વાત આવે તુજ કામે નુકસાંનની,
તો માંગજે પનાહ પાક યઝદાંનની.

જો કોઈ મોઢું એક પાક દાવરથી ગર,
કે ફેરવે તે હરગેઝ ન હોય અકલવર.

ધોઆ પછી મેંઢાંપર કીધી ઝબર,
ન પુગતું ફરતાં આંસમાંથી [1]ઝરર.

તું કાજ પાહાડ જંગલ રહો લીલું ઘાસ,
ન થાય ચિતાનો ભોગ ખુદા કરે ખાસ.

જો ફેંકે તું પર કોઇ તીરો કમાન,
તો ટુટો કમાં પડજો અંધકારે જાન.

કારણ તને પીલતન જીવાડયુંચ આં વાર,
નહીંતો કરવો પડતે કફનનો વિચાર. ૬૨૪

હવે મોટા અઝદહાના મોંહમા હું હાલ,
યા ફસ્યો નથી કોઈ વરૂની ચુંગાલ.

કે કપડાં ને સાંધાનાં ટુકડા નિદાન,
રૂસતમનાં મળે શત્રુને ગો નિશાન.

ઝબાંથી પર્વાયો કરી આફરીન.
કે ઉતાર્યું તેઝી રખશ પરથી ઝીન.

તે પાક પાણીથી તેનું ધોયું બદન,
કીધો સુર્ય જેવો ઝળકતો તદન.

શીકારની ખાહેશ, તૃપ્ત થઇને કરી,
તૈયારી કીધી ઠેલો તીરથી ભરી.

માર્યું ગોરખર હાથીનાં જેવું મુંદામ,
કાઢયાં તેના આંતરડાં પગ અને ચામ.

સુરજ જેવી તેઝી સળગાવી અંગાર,
ધોઇ જળથી આંતશપર ભુજયું તેવાર.

[1]—નુકસાન.

તૈયાર થયું તો ખાવા માડયું મુંહામ,
ધરી હાથ હાડકાંઓ ભાજ્યાં તમામ.

આવ્યો પાણી માટે ઝરા સ્વચ્છ પાસ.
ધરઇ તે પછી કીધો સુવાનો કયાસ.

કહ્યું તહમતને રખ્શ તેઝીની પાસ,
નાં પ્રિત કરતો કોઈથી, નાં કરતો કંકાસ. ૬૨૫

આવજે માહારી પાસ, આવે દુશમન અગર,
ના સિંહ, દેવો, સાથે તું લડ઼તો મગર.

પેદા રબે કીધોચ મહને કરવા જંગ,
પેદા તુને કીધો લીધે ઝીન ને તંગ.

હોટ બીરી લેટયો ઊંઘાયો તે ત્યાં,
અરધી રાત ચર્યો ફર્યો રખ્શ જ્યાં.

## ત્રીજી મંઝીલ રૂસ્તમનું અઝદહાને મારવું.



નીકળ્યો એક અઝદહા તે જંગલમાં અહીં,
જેનાથી બચી શકે હાથીબી નહીં.

શું કહું અઝદહા વિક્રાળ માટે ઝબર,
હતો એંસી ગઝનો તે પુંછડીથી સર.

તે જગ્યે હતી તેની આરામગાહ.
તેનાં ભયથી દેવોબી ધરતા ન રાહ.

નહીં કરતા હીંમત જવા ત્યાં અગર,
શું હાથી કે દેવો તથા શેરે નર.

કે નહીં કોઇ બચતો જો આવતો અગર,
તે નાંપેકાર અઝદહાના હાથે ઝબર.

આવી જોયો સુતેલો રૂસતમને ખાસ,
જોયો તેઝી ઘોડો ઉભેલો તે પાસ.

વિચાર્યું તેંણે આ શું આવ્યું છે હયાં,
કે કોંણ સુઇ શકે છે એવી રીતે જ્યાં? ૬૨૬

મોઢું કીધું પેહેલાં રખશ તર્ફ ખાસ,
રખશ દોડતો આવ્યો તે પેહેલવાંન પાસ.

ઝમીન ઉપર ઠોકી કાંસાં જેવી [1]સુમ,
વાદળ જેવો ખંખારી ને હીલવી [2]દુમ.

બીદાર ખાબથી થયો રૂસતમ અગર,
ગુસ્સાથી ભરાયું અકલમંદ સર.

જોયું તે બેયાબાંનની આસ પાસ,
તો ગુમ થઈ ગયો અઝદહા બુરો ખાસ.

કીધો રખ્શ પર તેંણે ગુસ્સો તમામ,
જગાડવાને ઊંઘથી પોતાને મુંદામ.

જ્યારે ખાબ અંદર સુતો બીજી વાર,
કે આવ્યો તે અઝદહા અંધારાંથી બાહાર.

દોડ્યો રખ્શ રૂસતમનાં માથાંની પાસ,
ઝમીન ખોડવા લાગો પગો ઠોકી ખાસ.

થયો નર બીજી વાર ઊંઘથી બીદાર,
ગુસ્સાથી કીધા લાલ ગાલો અપાર.

બેયાબાંન જોયું તેણે સર્વે આય,
કશું જોયું નાં રાત અંધારી સીવાય.

૧–ખરી. ૨–પુંછડી.

કહ્યું રખ્શને મેહેરબાં હોશીઆર,
સીયાહ રાતે હરગેઝ નથી તું સુનાર. ૬૨૭
નથી કરવા દેતો જેથી મને ખાબ,
જગાડવા પડે છે અધીરો શીતાબ.
ફરીથી જો કરશે એવી "૧રસ્તાખેઝ"
તો કાપીશ હું સર તાહારૂ શમશીરે તેઝ.
જવશ પ્યાદો થઇને માંઝંદરાંની રાહ,
ઉઠાવીશ ગુરઝ ભારી તેગો કોલાહ.
કહ્યુંતું કે સિંહ આવે લડવા તું સાથ,
તો તું ખાતર ભીડશ તેની સાથે બાથ.
ન કહેલું કે રાતે ધસે મુંજ ઉપર,
હવે જાગું ઊંઘથી ત્યાંવેર ધીર ધર.
મુંકયું ખાબમાં સર તેંણે ત્રીજી વાર,
બબ્રેબ્યાંન તન ઉપર પેહેડીને યાર.
ચીલ્લાયો ફરી અઝદહ નાંપેકાર,
ગો આંતશને કાઢતો કુંફારાથી બાહાર.
છોડી રખ્શે ચરવાની રાહ આં વખત,
જવા જંગી પાસે ન કીધી હીંમત.
કે દીલ તેનું દહેશતથી ધુજતુંતુ થર,
હતો જેને રૂસતમ, ને અઝદહાનો ડર.
ન દીલ થોભ્યું માલેકનાં પ્યારે જો ખાસ,
તો આવ્યો હવા માંફક રૂસ્તમની પાસ. ૬૨૮
પોકાર્યો, ચીલ્લાયો, અને ખોડી ખાક,
ઝમીન જેની નાલે બની ચાકચાક.

૧–કયાંમત.

થયો ખાબ ખુશથી જો રૂસ્તમ બીદાર,
કીધો પ્યારા રખ્શ ઉપર ગુસ્સો અપાર.

એવું કીધું આ વખ્તે યઝ્દાંએ ખાસ,
ઝમીને છુપાવ્યો ના અઝ્દહાને પાસ.

અંધારામા રૂસ્તમે જોયો તે વાર,
કે ઝટ ખેંચી મ્યાનમાંથી તેઝી તલવાર.

ને બહારનાં વાદળ જેવો કીધો પુકાર,
ઝમીન તેઝ થઈ જંગના આંતશથી યાર.

કહયું તે અઝદહાને બતાવ નામ હાલ,
કારણ જોશે ગેતી નાં મરઝી મીસાલ.

નથી ચાહુતો બેનામ મુંજ હાથ પર,
તુજ અંધારાં તનથી કરે જીવ ગુઝ઼ર.

ત્યારે બોલ્યો અઝ઼દહા તે બદકાર નર,
નથી છુટતું કોઇ માહારી જંગથી ઝ઼બર.

જગા માહારી સદીઓથી જંગલ છે આય,
બુલંદ આંસમાં મારી મીલકત કેહવાય.

[1] ઓક઼ાબબી આં જગ્યે ઉડે ના યક઼ીન,
ના સ્વપને સેતારા જોતા આં ઝમીન. ૬૨૯

બોલ્યો હવે અઝદહા છે તાહારૂ શું નામ,
કારણ રડશે માંદર તાહારા પર મુંદામ.

હું રૂસ્તમ છું, દીધો જવાબ ધ્યાંનથી,
અવલાદ, શાંમો, દસ્તાં, નરીમાંનથી.

હું તનહા કીનો લેનારી ફ઼ઓજ છું,
ઝમીન કચડું છું રખ્શ જંગીથી હું.

૧–એ નામનું પક્ષી.

તું જો માહારી બાહદુરી જંગની ઝબર,
કે ધુળ અંદર મેળવું છું તાહારૂ આં સર.
તો જંગ કરવા લાગ્યો તે સંગ અઝદહા,
પણ છુટવાની પાંમી ન તેનાથી રહા.
વળગ્યો તે પીલતનથી એવો તો સખ્ત,
કે રૂસતમને માંરશે ગોયા તેજ વખ્ત.
જોયું રખશે અઝદહાનાં તનનું કુવત,
કે વળગેલો તાજબક્ષને છે સખત.
તો પડયો જંગમાં કાંણો પાછળ કરી,
ખભાં, દાંતે, અઝદહાનાં ચાવ્યાં ફરી.
ચીર્યું ચાંમ તેનું ગો સિંહની સમાન,
અજબ રહયો જે જોઈ દીલેર પહલવાન.
જુદું કીધું તલવારે તનથી તે સર,
નદી ઝારી ખુનની શરીરથી ઝબર. ૬૩૦
ભરઇ તેનાં મુરદાંથી સારી ઝમીન,
ઝરો ગોયા ખુનનો વહયો ત્યાં યકીન.
કે રૂસ્તમે અઝદહા તે ભયભીત ઝબર,
ની ગર્દન, તેઝી દમ, મોંઢાં પાસે, ગર.
નઝર નાંખી જોયો તે ભૈંકર આકાર,
અચંબામાં પડયો બની દંગ અપાર.
ઢંકાયું તેનાથી તે જંગલ ઝબર,
ગરમ લોહી વેહતું થયું ખાક પર.
અજબ થયો તેંહમતન એ જોઇને તમામ,
લીધું પહલવીમાં તે યઝદાંનુ નામ.

કીધું પાણીમાં સાફ તન મોઢું ખાસ,
ખુદાના બળેજ રાખી ફતેહની આસ.

કહ્યું એમ તે યઝદાંથી અય દાદગર,
આપ્યાંચ દભદબો બુદ્ધી કૌવત ઝબર.

શું મુંજ સાંમે સિંહ કે શું દેવો શું [1]ફીલ
બેઆબ જંગલો છે શું દર્યાયે નીલ.

હોય દુશમનબી કંમતી કે ઝયાદા અગર,
ગુસ્મે થાઉ તો આંખ સાંમે સર્ખાં મગર.

કે બંદગીથી ફારેગ થયો તે જેવાર,
કસ્યો તેણે ગુલરંગ રખશને તેવાર. ૬૩૧

રખ્શ ઉપર બેસી ગયો બેગુમાન,
આવ્યો ચાલી જાદુગરોને મકાન.

## ચોથી મંઝીલ રૂસ્તમનું જાદુગર ઓરતને મારવું.

સફર કીધી તેંણે તે લાંબી સખત,
થવા આવ્યો સુર્યાસ્તનો જો વખત.

જોયો ચશ્મો પાણીનો, ઝાડ, અને ઘાસ,
જગા તે ગોયા જવાં મર્દોંથી ખાસ.

એક ચશ્યો દીઠો ગોયા [2]ચશ્મે તિતર,
ને જાંમ એક સુનેરીબી દારૂથી તર.

ભુંજેલું એક મેંઢું અને નાંન ખાસ,
નિમક ને મુંરબ્બો હતો જેની પાસ.

[1]--હાથી. [2]--તીતરની આંખ.

જગા રૂસતમે જોઈ બરની જેવાર,
તો શુકરાંના યઝદાંના કીધા તેવાર.

જમણુ હતું દેવનું, આવ્યો તહમતન,
અવાઝે તેના દેવ થયો ગુમ તદન.

ખોલ્યું ઝીન ને ઘોડેથી ઊતરી ગયો,
તે નાન અને મેંઢાંથી હયરત થયો.

બેઠો ચશમાં પાસે ફ્દમનો તે નેક,
ભરી જાંમ દારૂથી યાકુતની એક.

તંબુર એક હતો દારૂ સાથે મગર,
તે જંગલ હતું ગોયા મોજીલું ઘર. ૬૩૨

લીધો તંમ્બુરો તહમતને પોતા પાસ.
ને સુર મેળવી ગાવું શુરૂ કીધું ખાસ.

શરાબ, જાંમ, ફુલો સુગંધી, ખેતર,
બખશ્યું છે ગેતીએ મુજ માટે ગર.

સદા રેહેચ મગરની લડાઈમાંજ હાથ,
યા ભીડવી પડેચ બાથ ચિતાઓ સાથ.

સરોદ આવ્યો જાદુગર ઓરતને કાન,
રૂસતમનાં ગાયણ તંબુરાનો નિદાન.

છે સાદ બુરી નિશાંનના રૂસ્તમનો આજ,
છે કમતી ખુશીનાં દીવસ જેને કાજ.

તે જ્યાં જાએ છે ત્યાં તેને જંગનું મેદાન,
છે જંગલ ને પાહાડો તેના ગુલેસતાન.

લડઇ એની દેવો નર અઝદહાની છે,
ન છુટતો એથી ભુત જંગલનો જે.

ચેહરાને સણુગાર્યો ગોયા તેંણે બાહાર,
જો કે હુતી લાયક ન કરવા સણુગાર.

રૂસ્તમ પાસ આવી સજી સાજ ખાસ,
સલાંમ કરી તેને બેઠી તેની પાસ.

તો તહુમતને રબની નેયાયશ કીધી,
ને જગકર્તાની તે સેતાયશ કીધી. ૬૩૩

માઝંદરાંના જંગલમા ખાણું શીતાબ,
મલ્યો જવાંન સોબતી, ને તંબુર, શરાબ.

ન જાંણુતો હુતો કે છે ડાકણુ રીમન,
છુપાયલો ફરેબમાં તે છે અહુરીમન.

દીધી હાથ એક જાંમ દારૂની યાર,
ને યાદ કીધો દાદાર નેંકી દેનાર.

લીધું નામ તેંણે ખુદાવંદે મહર,
કે બદલાઈ ગયો જાદુગરનીનો ચહર.

આભાર માનવો આદત હુતી નાં રતી,
શુકર કરવા મુખમા ઝબાં નાં હુતી.

સીયાહ થઈ ગઇ સમજી યઝદાંનુ નામ
કે જોઈ એવી તહુમતને તેને મુંદામ.

હુવા માફક નાખી કમંદ પેચદાર
તે ડાકણુનું સર લાવ્યો ફંદમાં તે વાર.

પુછ્યું તેને કોણ ચીઝ તું છે બતાવ,
અને રૂપ તાહારૂ તું અસ્લી જણાવ.

તો થઇ ગંદી બુઢયા કમંદમાં ખરી,
કે જાદુ, મકર, ફંડ, હાંણી, ભરી.

કીધી ખંજરેથી બે ટુકડા કંમર,
દીલે જાદુગર કીધાં દહેશતથી તર. ૬૩૪

## પાંચમી મંઝીલ રૂસતમનું ગોવાળીઆનાં બેહુ કાંણ ખેંચી કાઢવા અને તેનું શિલાદની નઝદીક રડી પડવું,



પછી ત્યાંથી ચાલ્યો તે આગળ મુકામ,
ગોયા મર્દ હોય કોઈ મુંસાફીર તમામ.
જતાં આગળ એક જગે આવ્યો સહી,
જ્યાં રોશનાઈ દેખાતી હતી કંઈ નહી.
સીયાહ રાત હબસીનો ચેહેરો કાળાશ,
નાં તારા જણાતા, ના ચંદ્ર પ્રકાશ.
પડયો આફતાબ ગોયા બંદમાં તમામ,
સેતારાઓ પેંચે કમંદમાં તમામ.
લગામ સોંપી રખ્શને તે ચાલ્યો અહીં,
અંધારે જણાતું હતું કંઇ નહીં.
આવ્યો ત્યાંથી તે રોશનાંઈ દરમ્યાન,
ઝમીન લીલી જોઇ રેશમી કપડાં સમાન.
બની ઝઇફ ગેતી ગોયા નઓ જવાન,
લીલોત્રી ને વેહેતાં પાણીથી નિદાન.
હતાં કપડાં તન ઉપર પાણીથી તર,
ઊંઘ આવતી આરાંમે થાકથી ઝબર.

જેથી કાઢયું તનપરથી બબરેબયાન,
ને કોલાહુ જે તર હતી પરસેવ દરમ્યાન.
તે બેહુ મુકયાં તડકે સુકાવા મુંદામ,
આવવા લાગી આરાંમે ઊંઘબી તમામ. ૬૩૫
તુરત કાઢી તેંણે ઘોડાની લગામ,
અનાજને ખેતર, ચરવા મુંકયો મુંદામ.
સુકાયાં ને પેહડયાં કોલાહુ બબરેબેયાન,
બીસ્તર કીધું ઘાસને, ચિત્તાની સમાન.
સર તળે ઢાલ, મુકી શમશીરને પાસ,
હાથ મુંકયો પોતાનો, મુંઠ ઉપર ખાસ.
ગોવાળ્યાએ જોયો ખેતરમાં રખસ,
કે બુમ પાડી આવ્યો તુરત દોડી બસ.
ને આવ્યો તે રૂસતમ અને રખ્શ પાસ,
ઝબર લઠ તેનાં પગ ઉપર મારી ખાસ.
બીદાર ખાબથી જો થયો તહુમતન,
તો બોલ્યો ગોવાળ્યો કે અયે અહુરીમન.
શું કામ છોડ્યો ઘોડ઼ા તેં ખેતરમાં આય?
વગર રંજે તું ફળ પરાયાંનુ ખાય?
એ વાતે થયો ગુસ્સે હોશ્યાર નર,
કુદી ધર્યાં એકદમ બે કાંણો ઝબર.
ચીમટયા ને જડ઼થી ઉખેડયા ઝબુન,
ન બોલ્યો બુરા ભલા તેને સખુન.
ગોવાળ્યાએ કાંણો ઉંચકયા મગર,
પુકારતો, અજબ થતો, દોડ઼્યો ઝબર. ૬૩૬

હતો ત્યાંનો હાકેમ ગ઼ેલાદ પહલવાન,
જે એક નાંમેવર ને દીલેરો જવાન.
ગોવાળ્યો પુકારનો ગયો તેની પાસ,
લઈ લોહીનાં ઉખડ઼ેલા કાંણો બે ખાસ.
તે બોલ્યો કે નર ગોયા દેવે સીયાહ,
ચિત્તા જેવું બખ્તર ફ઼ોલાદી કોલાહ.
ઘેર્યુંચ તે અહરીમને જંગલ તમામ,
ગો બખ્તર પેહેડ઼ી સુતોચ અઝ્દહા મુંદામ.
ગયો હું કે રખ્શ હાંકુ ખેતરથી ખાસ,
જવા નહીં દીધો ખેત કે રખ્શ પાસ.
મહને જોઈ કુદયો, ઉઠયો, બોલ્યો, નહી,
ઉખેડ઼ી બે કાંણો સુતો પાછો સહી.
તુરત ઉઠયો ગ઼ેલાદ એ સાંભળ્યું જ્યાર,
ને તેઝ દીલે આવ્યો દુંવા જેવો બાહાર.
કે કોણ મર્દ છે પોતે જઇ જુવે હાલ,
ચલાવી તેંણે કેમ એવી બુરી ચાલ.
કે જંગલમા ગ઼ેલાદબી પોતે તે વાર,
હતો નાંમદારોથી કરતો શીકાર.
અ઼જાએબી સમજી ગોવાળ્યાથી ગર,
નઝરતો હતી સિંહનાં પગલાંઓ પર. ૬૩૭
લગાંમ ફ઼ેરવી ત્યાં, સાથે સઉ પહલવાન,
કે જ્યાં તહમતનની દીધીતી નિશાન.
આવી લાગ્યો જ્યારે તે જંગી જો પાસ,
ગયો ત્યારે રૂસતમ રખશ પાસ ખાસ.

સવાર ઝીન ઉપર થઇને તેઝી તલવાર,
ખેંચી ધસ્યો જેમ કરે વાદળ પુકાર.

આવી લાગ્યા જ્યારે તે એક બીજા પાસ,
ચલાવી તે એક બીજાએ વાત ખાસ.

પુછ્યું તેને ઊલાદે તાહારૂ શું નામ,
છે કોણુ મર્દ, શાહ, કોણુ, હીમાતી મુંદામ.

હવે તાહારાથી જઈ શકાશે નહી,
લડાયક તે નર દેવો પાસે સહી.

ગોવાળ્યાના કાંણો ઉખેડયા તેં કાંય?
ને કાંય ઘોડા ખેતરમાં છોડયો તેં આંય?

કરશ તાહારી આંખે હું ગેતી સીયાહ,
ને ખાક અંદર નાંખીશ હું તાહારી કોલાહ.

કહયું રૂસતમે માહારૂ વાદળ છે નામ,
તે વાદળ કે ચિત્તાનું હોય બળ તમામ.

તે નેઝા ને તલવારોજ વરસાવે છે,
સરદારોનાં સર ખોળામાં લાવે છે. ૬૩૮

જો કાણુ સુધી પોંહચે તાહારા માહારૂ નામ,
તો બંધ થાય દમ, ખુંન દીલનું તમામ.

નથી કાંણે સાંળળ્યું હરએક સમાજ?
કમાં ને કમંદ જંગી પીલતનની કાજ.

જે માય કે જણે તું જેવો બેટો આય,
કફન સીવનારી, કુટનારી, તે કેહવાય.

તું આવ્યો છે મુંજ સામો લશકરને લઇ,
પણુ કીધી છે તેં એમા બહુ હુલડઈ.

પછી ખેંચ્યું મેયાનથી બલાનું [1]મગર,
કમંદ લટકાવી પેંચીદા ઝીન ઉપર.

તે એક ઝખ્મથી કરતો બબેને ખ્વાર,
તનહા પોતે લઇને ફોલાદી તલવાર.

તે સિંહ માફક ટોળાંમા પડ્યો મુદામ,
ને માર્યા જે કોઈ હતા સાંમા તમામ.

નિચે નાંખ્યા ઝખ્મોથી જંગી ઝબર,
બદન દીલેરોના થયાં ખુને તર.

થયું ઝેર લશકર તે, પહલવાંનથી,
ગયા નાંહાસી દહેશતે મયદાંનથી.

સવારોથી, ધુળથી, જંગલ ખીણો પુર,
વિખ્રઈ ગયા કોતરોમાં તે ઝરૂર. ૬૩૯

ગયો તહમતન ગોયા હાથી બુલંદ,
સાઠ પેચી બાઝુ પર લઇને કમંદ.

રખશ જ્યારે આવ્યો તે ઊલાદ પાસ,
તો રાત જેવો દહાડો સીયાહ થયો ખાસ.

ને નાંખી કમંદ રૂસતમે જો ઝબર,
લીધું પેચમાં નાંમેવરનું તે સર.

બે હાથ બાંધ્યા ઘોડેથી ઉતરીને ખાસ,
તેને નાંખી સાંમો, પોતે બેઠો પાસ.

ને બોલ્યો કે રાસ્તી જો કેહશે અગર,
ફીતુર જેમા જોવશ ન અવ્વલ આંખર.

દેખાડશે જો દેવે સુફીદની નિશાન,
ને ગંદીનો પોલાદ, ને બીદનું, મકાન.

[1] ૧–શમશીર.

ને ક્યાં કૃએદ પડયો છે કાઊસ શાહ,
ઉભી જેણે કીધીચ મુંસીબતની રાહ.
દેખાડશે અગર રાસ્ત મુંજને તમામ,
ને ચાલશે વફાદારીથી તું મુદામ.
તો ભારી ગોરઝ તાજ અને તખ્ત ખાસ,
હું લઈ છીનવી શાહે માંઝંદરાંની પાસ.
કરશ મુંલ્કનો પાદશાહ તુને હું,
ન કરતો ફરેબ ફન એમાં કંઇબી તું. ૬૪૦
ને બોલશે અગર તું જો ખોટું ઝબુન,
તો વેહતું કરશ તાહારી આંખોથી ખુન.
ઊલાદે કહયું કે તું ગુસ્સો નાં કર,
ને એકવાર કર તાહારી રેહમી નઝર.
આં તન માંહારૂ બાંધી તું જીવથી નાં માર.
જે પુછશે તે કેહવશ હું રાસ્તી અપાર.
પડેલો છે જે જગે કાઊસ શાહ,
દેખાડ્શ તુને કુલ તે શેહરો ને રાહ.
ને હું તુને બીદ, ને સુફીદ, દેવનું ઘર,
બતાવીશ, વધઈ જો તેં આપીચ અગર.
સમજ દેવ દીલનાં મશહુર પહલવાન,
કીધોચ તુને ઊંચ તુખ્મ યઝદાંએ માન.
સમજ હવે હયાંથી તે કાઊસ શાહ,
સુધીની સો ફરસંગ છે ભારી રાહ.
સુફીદ દેવ ત્યાંથી સો ફરસંગ ઉપર,
છે, બુરી બીકટ ત્યાંની રાહ એક ઝબર.

છે ભયભીત રાહા બંધે પાહાડોમાં આય,
જે પર નથી ઉડતું આકારી [૧]હોમાય.
બસો ગુફામાં એક અજબ જેવો છે,
નાં પોહલઇ કે લંબઇબી લેવાતી જે. ૬૪૧
જ્યાં બાર હઝાર દેવો છે જંગી સખત,
કરેચ ચોકી પાહાડ ઉપર રાતની વખત.
જ્યાં ગંદીનો પોલાદ, સરદાર છે,
અને બીદ, સંજેહ, નીગેહદાર છે.
સુફીદ દેવ નર દેવોનો મુખી હાલ,
ધુંજેચ પાહાડ઼બી જેથી નેંતર મીસાલ.
પાહડ઼જ તેને જોશે શરીરે તદન,
છે દસ ડોરી બાઝુ, ને છાતી, ગરદન.
શું આ તાહારી બાઝુ ને હાથો લગામ,
ગુરઝ, તેગ, ભાલો, ચલાવેચ તમામ.
વળી આવું કદ, દબદબો, ને ઉમંગ,
છતાં ઠીક નહીં જંગ તે દેવ સંગ.
આગળ ત્યાંથી જંગલ ને પાહાડ઼ી ઝમીન,
કે જ્યાં જઇ શકે નાં હરણબી યકીન.
આગળ જતાં છે નદી પાણીની જે,
વધારે એ ફરસંગથી પોહળઇમાં છે.
કોનારંગ દેવ છે નિગેહબાનમાં,
છે કુલ નરે દેવ જેનાં ફરમાનમાં.
ને [૨]બુઝગોશથી તે [૩]નર્મપા તક ઝરૂર,
સમજ ત્રણસો ફરસંગ છે ત્યાંથી દુર. ૬૪૨

૧–પરંદાનું નામ. ૨–બકરાજેવા કાંણનાં ૩–નરમ પગનાં.

અને બુઝગોશથી તે માઝદરાં શહર,
બીકટ રાહ ઘણી છે બીકટ છે સફર.
તે પાદશાહીમાં છે મુંકેલા સવાર,
હરેક જગ જગે કંઈ હઝારો હઝાર.
હથ્યારબંદ પગારદાર છે તે સેપાહ,
ન મળશે જેમાં તુને કોઈબી ગુમરાહ.
છે હાથીઓ બારસો લડાયક અતી,
ન શેહેર અંદર જગ્યા તેઓની થતી.
તું તનહા છે, ફોલાદી હોશે મગર,
અહરીમનને રેતડે ઘસાશે ઝબર.
તેની વાતોથી હસ્યો રૂસતમ મગર,
ને બોલ્યો મુંજ સાથે તું ચાલે અગર.
તો જોશે કે એખલાજ રૂસતમથી ખાસ,
શું વરતે છે તે નાંમી ટોળાંમા ત્રાસ.
મદદ દાદગર ફતેહ દેનારથી,
નસીબથી, હુંનર, તીર, તલવારથી.
તે બલ જોશે મુંજ છાતી ગરદનનું ગર,
અને ઝખ્મ, જંગમાં ગુરઝનો ઝબર.
તો દહેશતથી ફાટશે તેનાં પગો ચામ,
ને ઓળખી ન શકશે રેકાબો લગામ. ૬૪૩
હવે જ્યાં છે કયકાઊસ તે તરફ આવ,
મને રાહ બતાવ, ને કદમ તું ઉઠાવ.
તે કહી એટલું બેઠો રખશ પર ખુશાલ,
ઉલાદ દોડયો સાથે પવંનની મીસાલ.

ન થોભ્યો સીયાહ રાત, રોશન દીવસ,
આવ્યો એસ્પરૂઝ પાહાડની પાસ બસ.

ત્યાં કાઉસ લશ્કર ગયો હતો લઇ,
જ્યાં દેવો, જાદુગરથી, પોંહચી બુરઇ.

કે ગઈ ત્યાં સીયાહ રાત અરધી જેવાર,
આવવા લાગા જંગલથી શોરો પુકાર.

રોશન કીધો આંતશ માઝંદરાંમા ખાસ,
મસાલોને બાળી હરેક જગો પાસ.

છે કોંણ રાહ ઉલાદને પુછે તહમતન,
જ્યાં ડાભે ને જંમણે છે આંતશ તદન.

કહ્યું શેહેરે માઝંદરાંનો છે એ [1]દર,
સુતા કોઇ નથી રાતનાં બે [2]પહર.

પોલાદ, બીદ, અરઝંગ, સાલારો જે,
સુફીદ દેવના પહલવાંનો બીજાબી છે.

તે ઝાહાડ કે વાદળ ઉપર છે જેનું સર,
ને સફ ખેંચીચ ડાળે સેતારાઓ પર. ૬૪૪

આં ત્યાંજ રહે છે અરઝંગ દેવ નાંબકાર,
કરે છે જે હર વાર શોરો પુકાર.

સુતો જંગી રૂસતમ બની બેખતર,
ને નુરી ઉઠાવ્યું જો ખુરશીદે સર.

તો ઝાહાડ સાથે બાંધ્યો ઊલાદને મગર,
ને બંદથી કમંદના જકડ્યો ઝબર.

૧–દરવાઝો ૨–પોહોર.

## છઠ્ઠી મંઝીલ, રૂસતમનું અરઝંગ દેવને મારવું.

નીકળયો સીયાહ કોહથી ખુરશીદ ઝરૂર,
વધાર્યો આં ગેતીનો દબદબો નુર.

ઉઠયો ખાબથી તાજબક્ષ પહલવાન,
ગયો રખ્શની પાસ તે બેગુમાન.

ગુરજ ઝીન ઉપર કયાંનીઓનો ધરી,
ગયો મન વિચારો હુંનરના કરી.

મુંકી બાદશાહી કોલાહ સર ઉપર,
બબરેબ્યાંન તન પર પસીનાથી તર.

કીધું મોંઢું સાલારે અરઝંગની પાસ,
ને આવ્યો તે જંગી સેપાહ પાસ ખાસ.

એક આવી કીધો ફ્રોજ વચ્ચે પુકાર,
જીગર કોહ ને દર્યાનાં ફાટાં તેવાર.

આવ્યો દેવ અરઝંગબી તંબુની બાહાર,
પુગો તેના કાંણે જો એવો પુકાર. ૬૪૫

તે જોઈ ઘોડો ડપટાવ્યો રૂસતમે હાલ,
આવ્યો પાસે "આઝરગોશસ્પ" મીસાલ.

ધર્યું બાહદુરે સર, અને કાંણો, [1]યાલ,
ઉખેડયું તેનાં તનથી સર સિંહ મીસાલ.

સરે દેવ તનથી જુદું ખુંને તર,
હતી ફ્રોજ તેની ત્યાં ફેંકયું ઝબર.

જોયો ગુર્ઝ દેવોએ તેનો ઝબર,
તો ચુંગાલ જોઈ તેમણાં ફાટાં જીગર.

[1]—ગરદંન.

ન રાખ્યો ઝમીન, મુંલ્ક, ખેતીનો, ખ્યાલ,
જતો બાપ પરથી બેટો એવો હાલ.
ખેંચી પીલતને તેગ઼ કીનો લેનાર,
કીધું ખાલી દેવોનું લશ્કર અપાર.
થયો અસ્ત ગેતી ફીરૂઝ આફ્તાબ,
કોહે એસ્પરૂઝ઼ પાછો ફર્યો શીતાબ.
ફ઼મંદમાથી ખોલ્યો ઉ઼લાદને મગર,
બેઠા તેઓ ત્યાં ઝાહાડ નિચે ઝબર.
તહમતને પુછી તે ઉ઼લાદને રાહ,
કહાં છે શેહેર જ્યાં છે કાઉસ શાહ.
ચાલ્યો ત્યાંથી સમજી તુરત તેજવાર,
પગે દોડ઼તો આગળ તેની [1]રાહાવાર. ૬૪૬
આવ્યો શેહેરમાં જ્યારે તે તાજબખ્શ,
પુકારવાને લાગો વાદળ જેવો રખ્શ.
અ઼વાઝ઼ તેનો કાઉસ જો સમજી રહયો,
કે મતલબ પુરી તેની પાંમી ગયો.
કહ્યું બાદશાહે ઈરાંનીઓ પાસ,
ખતમ થઈ ગયો છે બુરો વખ્ત ખાસ.
રખશનો અ઼વાઝ આવ્યો કાંણે જો હાલ,
તે સાદે માહારો જાંન દીલ છે ખુશાલ.
કોબાદનાં વખતમાં એ મારતો ખંખાર,
જો તુર્કીનાં શાહાથી તે લડ઼તો તેવાર.
સેપાહ બોલી ત્યારે, કે કાઉસ શાહ,
નું ભેજું થયુંચ બંદીખાને તબાહ.

૧–રાહ દેખાડ઼નાર.

નથી અક્લ, દબદબો દાંનાઈ સર,
જેથી ગોયા બોલે છે ઉંઘમા, અગર.

ન ચારો ઝબર બંદીખાંનામા આય,
ખરેજ બખ્તે આંપણને તજ્યા છે હાય.

ઇરાંની હતા તેજ વાતો દરમ્યાન,
કે કંમરને તંગ બાંધેલો પહલવાન.

આવ્યો તેઓ પાસે ઉમંગી લડનાર,
દીલેર, જંગી, આંતશનો વરસાવનાર. ૬૪૭

કે આવ્યો જો પીલતન તે કાઉસ પાસ,
તો સઉ સર્ફરાઝો આવ્યા પાસ ખાસ.

શું ગોદર્ઝ, અને તુસ, અને ગેવ, દીલેર,
ને ગોસ્તહમ, ને શીદોશ, ને બેહરાંમ શેર.

નમન કીધું શાહાને રડી બેશુમાર,
ખબર લાંબી આંફતની પુછી તેવાર.

બગલમાં લીધો કાઉસ શાહે ઝબર,
પુછી ઝાલ અને રાહાની રંજની ખબર.

છુપી રીતે બોલ્યો કે કોઇ જાદુગર,
રખશને છુપાવે ન થાય એમ અગર.

કારણ પડશે દેવે સુપીફને ખબર,
કે અરઝંગ આં ગેતીથી પાંમ્યો ગુઝર.

ને પીલતન છે કાઉસની પાસે મુંદામ,
તો કરશે નરે દેવો એકઠા તમામ.

થશે તાહારી બરબાદ મેંહનત ઝબર,
સેપાહ દેવોથી જગ ભરાશે અગર.

પકડ઼ રાહ દેવોને ઘરની તુરત,
દે રંજ તનને શમશીરો તીરથી સખત.

થજો યાર તાહારો તે યઝદાન પાક,
મળો જાદુગરોનાં સર [1]ઝેરે ખાક. ૬૪૮

વટાવવાનાં છે સાત કોહ તુંને ત્યાં,
દરેક પર ટોળાંબંદ દેવો છે જ્યાં.

ને આગળ એક બહુ આવશે ભયભીત ગ઼ાર,
સમજયુંચ ડરાંમણો બીકટ છે અપાર.

તે રાહ જંગી નર દેવોથી છે ભરી,
છે ચિત્તા જેવા લડવા તતપર વરી.

ને રહે છે તે ગુફે સુફીદ દેવ જે,
કે ડર ને ઉમીદ ફઓજની તેજ છે.

તાક઼ાત તુને આવે, કરવા તેને ઠાર,
તે છે [2]હામીએ ફઓજ સીપેહસાલાર.

અપંગ આંખો ગ઼મથી સેપાહની છે યાર,
હુંબી આંખે અંધાપાથી છું બેઝ઼.ર.

હકીમોએ ચારો બતાવ્યોચ ઝબુન,
સુફીદ દેવનાં ભેજાં અને દીલનું ખુન.

કહયોચ મર્દ દાંનાં હકીમે હેવાલ,
કે ખુંનના તેનાં, આંસુઓની મીસાલ.

અગર ટીપાં ત્રણુ ત્રણ જો આંખોમાં જાય,
તો તે લોહીથી અંધાપો સઉ દુર થાય.

ખુદાની છે બક્ષેસે ઉમીદ અપાર,
કે મારશે તું તે દેવ જંગીને ઠાર. ૬૪૯

૧–ખાકની તળે. ૨–ફઓજનો અધાર.

દીલેર પીલતને જંગ તૈયારી કીધી,
જવા તે જગાની ઉપર રાહ લીધી.

કહ્યું ઈરાંનીઓને રેહેજો બીદાર,
સુફીદ દેવથી લડવા હું જાઉંચ આંવાર.

લડઇનો તે હાથી છે સઉ વાતે પુર,
છે લશ્કરબી તે પાસે પુષ્કળ ઝરૂર.

જો બાંધશે મને તે કુમંદથી સખત,
તો દુઃખ ગમમાં રેહેશો તમો બહુ વખત.

જો ખુર્શીદનો સાહેબ મદદગાર થાય,
ને પુગે મદદ નેંક સીતારાથી આય.

તો લેશું ફરી આં ઝમીન મુંલ્ક તખ્ત,
ને ફળ દેશે પાછું આં શાહી દરખ્ત.

દોઆ બુઝર્ગોએ કીધી તે ઉપર,
ન હોતાં ગુરઝ ઘોડો ઝીન તું વગર.

તે જગ્યાએથી તંગ બાંધી કંમર,
ને ચાલ્યો લડાઇને કીનો ભરી સર.

ઊલાદને તેંણે પોતા સાથે લીધો,
પવન જેવા રખ્શને દોડાવી દીધો.

ન માર્યો તે નેંક જંગીએ રાહામાં દમ,
ઊલાદ રાહા બતાવતો હતો દમ બ દમ. ૬૫૦

જો આવ્યો રખશ સાત પાહાડોની પાસ,
જ્યાં દેવોનાં ટોળે ટોળાં હતાં ખાસ.

જેવારે તે જોયો ઊંડો ગાર ખાસ,
હતું ચોકી દેવોનું લશ્કર ચોપાસ.

કહયું તે ઊલાદને હમણાં વેર હું,
તુને રાહે રાસ્તી ઉપર જોઉ છું.
હવે કામ એક આવી પડયું છે સખ્ત,
જે હોય તેવું કેહજે અરે નેક બખ્ત.
જવું જોઇયે કયારે તે જગ્યા ઉપર,
મદદગાર થઇ ભેદ ખુલ્લો તું કર.
ઊલાદે કહયું જ્યારે કે આફતાબ,
બનેચ ગર્મ ત્યારે કરેચ દેવો ખાબ.
તે વખ્તે તું તેઓને જીતશે તમામ,
થોડી વાર કર ઢીલ માટે મુંદામ.
કે એક દેવબી જોશે બેઠેલો ન આય,
થોડાક જાદુગર ચોકીબાંનો સિવાય.
તો ફતેહ કદાચ ત્યાં તુ પાંમી જશે,
મદદગાર અગર તાહારો યઝદાં થશે.
જવા કીધી રૂસતમે તેઝી નહી,
સુરજ આવે મધ્યાંન ત્યાંવેર સહી. ૬૫૧
બાંધ્યા સખ્ત ઊલાદનાં પગો ને સર,
કમંદથી, અને બેઠો ઘોડા ઉપર.
ખેંચી મ્યાંનથી તેગ જંગી મુંદામ,
પુકાર્યું વાદળની મીસાલ તેંણે નામ.
પડયો ફઓજમાં ગર્દ માંફક ઝબર,
ને દુર કરવા લાગો તે ખંજરથી સર.
તેનાં ઝોર પાસે ન ટકયા નિદાન,
બચાવા લાગા તેની શમશીરે જાન.

ઉભા ન રહયા કોઇ જંગમાં તે પાસ,
કે નામ અને કીર્તિ મેળવવાને ખાસ.



## સાતમી મંઝીલ રૂસતમનું સુફીદ દેવને મારવું અને કાઉસ તથા ઇરાંનીઓને બંદથી ખલાસ કરવું.

કે ત્યાંથી તે સનમુંખ દેવે સુફીદ,
ધસી આવ્યો ગોયા કે નુરી ખુર્શીદ.

દીઠો ગાર એક ગોયા દુઝખ તદન,
નાં અંધારે દીસ્તુ જાદુગરનું તન.

લઈ હાથ શમશીર ઊભો થોડો વખ્ત,
જગા ન હુતી નાંહુસવા લડવાની સખ્ત.

કીધાં સાફ પાંપણ ને ચોળી નઝર,
ને શોધ્યો તે અંધારા ગુફાનો દર.

અંધારાંમા જોયો પહાડ એક તેવાર,
તમામ હુતો અંદીઠ જેનાથી તે ગાર. ૭૫૨

સીયાહ ચેહેરો ને બાલ સિંહના સમાન,
ભરઈ જેની લંબઇ પોહળાઇએ જહાન.

સુતો ગાર અંદર જોયો તે સમે,
ન મારવા શીતાબી કીધી રૂસતમે.

પુકાર્યો પુકારનારા ચિત્તા સમાન,
તે જાણ્યો કે આવ્યો લડવા બેગુમાન.

લીધું ચાક પત્થરની ઘંટીનું ખાસ,
ધુંવા માંફક ધસ્યો તે રૂસ્તમની પાસ.

કે દીલ જેથી પીલતનનું ડર્યું તમામ,
ને બીધો કે અંત હવે આવ્યો મુંદામ.

આવ્યો મસ્ત સિંહ જેવો ગુસ્સા અંદર,
મારી તેઝ શમશીર લઈ એક કંમર.

ઝોરે તહમતન, તેનાં તનથી મગર,
કપાયો એક હાથ એક પગબી ઝબર.

કપાયલોબી લડયો તે સાથે નિદાન,
દીલેર હાથી ને મસ્ત સિંહની સમાન.

વળગ્યો તે નાંમવરથી એક પગે જે,
ઉઠલ પાઠલ કીધો તમાંમ ગાર તે.

ધરી જંગી પહલવાંની બાઝુ ગર્દન,
નિંચે જેથી લાવે દીલેરને તદન. ૬૫૩

વળગ્યો તહમતન તેને નાંમદાર,
ધરી બાઝુ ગર્દન તેની ઉસ્તવાર.

પીખ્યું ગોશ્તબી એકબીજાનું યકીન,
કીચડથી ભરઈ તેંમણા લોહીએ ઝમીન.

કહે દીલથી રૂસ્તમ બચે આજ જાન,
તો જીવતો હું રહેવશ ઝરૂર જાવેદાન.

તેંમજ કેહતો દીલથી તે દેવે સુફીદ,
નથી માહારા મીઠા આં જીવની ઉમીદ.

બચું જો હું અઝદહાનાં હાથે મુદાંમ,
કપાયલા પગે ને છોલઇ ગયલાં ચાંમ.

ન નાહના કે નાં મોટાં કોઈ નાંમવર,
જોશે માહારો ચેહરો માઝંદરાંની ગર.

સુપીદ દેવ કરતો એવા કુલ વિચાર,
ને દીલને ધીરજ પોતે દેતો અપાર.

એ માંફક એક બીજા લડતા તદન,
પસીનો ને લોહીની નદી જારી તન.

તહમતને યઝદાંના બળથી મગર,
કુશીશ કીધી કીનાં ને રંજથી ઝબર.

કે આંખરે કીનાં, ને જંગથી, અપાર,
કંટાળી ગયો પહલવાં નામદાર. ૬૫૪

હાથ મારી ઉઠાવ્યો તે શેરે નર,
પટકયો નિચે ઉંચકી ગર્દન ઉપર.

ઝમીન પર પટકયો ગોયા શેર મસ્ત,
ગયો જાન તનથી તેનો તેજ વખ્ત.

ચીર્યું દીલ ભોકી ખંજર આરપાર,
સીયાહ તનથી ખેંચ્યું જીગર તેનું બાહાર.

તે મુરદાંના તનથી ભરઈ ગયો ગાર,
બની લોહીનો દર્યો આં ગેતી અપાર.

જોયું જ્યારે દેવોએ તેનું આં કામ,
તેના કામથી નાઠા ડરીને તમામ.

ન થોભ્યો કોઈ એકબી તે જગ્યે તેવાર,
બહાર આવ્યો રૂસતમબી કીનો લેનાર.

કમરબંદ છોડયો કંમરથી મુંદામ,
કાઢયું તનથી કુર્તું ને બખ્તર તમામ.

ધોયું તન ને માથુંબી કરવા નેયાસ,
એક પાક જગ્યે બેસીને કીધી સેપાસ.

અને મુંકયું ત્યાં ખાક ઉપર તેંણે સર,
ને બોલ્યો કે અય દાવરો દાદગર.

છે બંદાને રંજથી બચાવનારો તું,
મને બળ ને બાહાદુરી દેનારો તું ૬૫૫

કુવત દબદબો મરદી તાકત તમામ,
મેહેરો માહની ગીર્દશથી સર્વે આં કામ.

બખશ્યાં, ન તો વધુ મારેથી કોઇ,
બીજો હલકો ગેતીમા શકતો ન જોઈ.

શું ગ઼મ, રંજ અને દર્દ, ને દુઃખ ફીકર,
પડે છે ભલું ભુંડુ મરદો ઉપર.

તથા ઝ઼યાદા, કમ, નેંકબખ્તી, મુંદામ,
મોટઇ અને હલકઇ; દીલેરી, તમામ.

એ છે સર્વે તાહારા ઇન્સાફનીજ સાથ,
એ કામે ન હરગેઝ઼ બીજા કોઇનો હાથ,

તુંજ બક્ષેસે રજકણ બનેચ આફતાબ,
તુંજ પર્તાપે દંમડી છે આંસ્માં શીતાબ.

કરી રહયો બંદગી દીલેર પંહલવાન,
ભીડયાં પાછાં હથ્યારો તન પર નિદાન.

ને આવીને બોલ્યા તે ઊ઼લાદનાં બંદ,
શીકારબંદ ઉપર મુંકી કયાંની કમંદ.

કલેજું પેલું દીધું ઊલાદને ખાસ,
અને પોતે ચાલ્યો શાહ કાઉસ પાસ.

ઊલાદે કહ્યું તેને અયે નરે શેર,
તેં દુન્યાંને કીધી છે શમશીરે ઝેર. ૬૫૬

હવે માઝંદરાંમાં નથી બીજો નર,
કે તુંજથી લડી શકે અયે નામેવર.

દરેક કામે બનજો ફતેહમંદ બખ્ત,
કે લાયકનો છે તું ઝરૂર તાજો તખ્ત.

તુને જોઇયે આં માહરાં કામનો વિચાર,
જો રાસ્તીજ હું બોલ્યો છું સરવે જેવાર.

નિશાંન છે હજી તાહારા બંધની આં તન,
દબાયોચ કમંદ તળે તાહારી તદન.

વધઇ દીલને આપીચ જે ચીઝની અગર,
કરૂચ તે વધઈની ઉમીદ હું મગર.

તું કઓલ તોડે એવો તો છે નહીં, મગર,
છે સિંહ મસ્ત અને પાદશાહી ચહર.

કહ્યું રૂસતમે માઝંદરાં કુલ મુંદામ,
આપીશ હયાંથી ત્યાં સુધી તુને તમામ.

એક મુશકીલનું છે કામ આગળ ઝબર.
કબી જાય છે નિચે, કબીતો ઉપર,

તખતથી શહે માઝંદરાંને મગર,
ઉઠાવીને નાંખવો છે [1]ચાહમાં ઝબર.

સરે જાદુગર કંઈ હઝારો હઝાર,
છે આં માહારાં ખંજરે કરવાનાં ખ્વાર. ૬૫૭

૧--ખાડામાં.

તે બાદ હું મુંકશ પગ ઝમીને અગર,
ન થાય તેમ, વચન તોબી પાલશ મગર.
કરશ તે પછી હું તુને [1]બેનેયાઝ,
બનાવશ માઝંદરાંનમા સરફરાઝ.
બે આંખો બુઝર્ગોની રાહ જોતી ત્યાં,
કે આવશે ક્યારે જંગી પહલવાંન હયાં.
લડ઼ાઇથી ફ઼તેહ પાંમી, તે દેવે નર,
નું ખંજરે કાપીને ગરદનથી સર.
ઉઠયા દીલેરોમા ખુશીના પુકાર.
કે આવ્યો ભલાઈ ભર્યો પાછો સરદાર.
દોડયા તેઓ તે પાસે માંણી આભાર,
અને કીધી તાઅ઼રીફ઼ તેની બેશુમાર.
આવ્યો તેજ વખ્તે કયકાઊસની પાસ,
દીલેર, પહેલવાં, સિંહ કદમ, નેંક, ખાસ.
ને બોલ્યો કે અયે પાદશાહ દાંનીશવર,
ક઼બુલ ખુશી દુશમનના મોંતની તું કર.
ચીર્યું છે મેં દેવે સુફીદનું જીગર,
ન રહી તેનાં શાહાને ઉમીદ તે ઉપર.
મેં કાઢયું છે પહેલુથી ખેંચી જીગર,
શું આપેચ હુકમ શાહે [2]ફીરૂઝગર. ૬૫૮
દોઆ઼ કીધી શાહ કાઉસે તે ઉપર,
ના તાજો સેપાહ હોતી તાહારા વગર.
જણે કોઇ તું જેવું ફરઝંદ માય,
ન તે પર કશુ હોતું અફ઼ાન સીવાય.

૧–હાજત વગરનો ૨–ફ઼તેહમંદ.

હોજો ઝાલેઝર પર હઝાર આફરીન,
તથા બીજી, ઝાબુલની તે સર ઝમીન.
પયેદા જેણે કીધો તું જેવો પેહેલવાન,
ન ગેતીએ જોયો કોઈ તાહારા સમાન.
મુંબારક એ બેહુ કરતાં માહારૂ છે બખ્ત,
કે સિંહમારનાર હાથી મુંજ તાબે છે સખ્ત.
દોઆ કરી પરવાર્યો શાહ તેની પાસ,
કહ્યું શાહે, નેંક કદમ જંગીને ખાસ.
હવે તેનું લોહી માહારી આંખો અંદર,
અને આંજ ટોળાંની આંખે ઝબર.
કે જોઇયે જેથી હમો તાહારાં દીદાર,
મદદ તુને ગેતીનો પયેદા કરનાર.
જીગર દેવનું લાવીને તહમતને પાસ,
આંજ્યું લોહી શાહની તે આંખોમા ખાસ.
જેવારે તે લોહી આંજ્યું આંખો દરમ્યાન,
કે થઈ તે અપંગ આંખ ખુરશીદ સમાન. ૬૫૯
હુંનરમંદ રૂસતમે તેની તે વાર,
કલેજાંનું લોહી આંજ્યું સરવેને યાર.
કે થઈ આંખો સર્વેની રોશન મુંદામ,
ગોયા થઇ ગઈ ગેતી ગુલશન તમામ.
બેસાડયો તેની નિચે તખ્ત ઊપર,
કે લટકાવી તાજ હાથીદાંતનું ઝબર.
બેઠો તે માઝંદરાંના તખ્ત ઉપર,
રૂસતમ અને સરદારો સંગ નામવર.

શું કેશ્વાદ, તુસ, ગેવ ગુદર્ઝ મુંદામ,
શુ રેહાંમ, કે ગુરગીન ને જંગી બેહરામ.
શરાબ અને તંબુરાથી હફતો એક,
ખુશાળી કીધી કયકાઉસે દરેક.
બેઠા ઝીન ઉપર આંઠમે દીન મુંદામ,
શાહા પહલવાનો ને લશકર તમામ.
ઉઠાવ્યા ગોરઝ સઉએ ભારી નિદાન,
ને વીખરાઈ ગયા શેહેરે માઝંદરાન.
કે શાહાના હોકમથી ત્યાં ફેલાયા એમ,
ફેલાય બરૂ સુકકાંમા આંતશબી જેમ.
સળગાવ્યો આતશ તેઝ તલવારથી,
તમામ શેહેર બાળ્યું તે અંગારથી. ૬૬૦
કતલ એટલી જાદુગરોની તે થઈ,
કે લોહીથી તેઓના નદી વહી ગઈ.
ને થઇ રાત અંધારી જ્યારે તે વખ્ત,
કે ખેંચ્યો લડાઇથી દીલેરોએ દસ્ત.
બોલ્યો શાહ કાઉસ લશકરની પાસ,
એવોનાં ગુન્હાનો એવઝ છે આં ખાસ.
મળીચ એંમણે લાયકની શિક્ષા મુદામ,
ખુનાંમર્કીથી બાઝ આવો તમામ.
બોલ્યો કયકાઉસ એમ રૂસતમની પાસ,
કે અય નેંક કદમ અકલમંદ જંગી ખાસ.
એક જોઇયેચ અકલમંદ ગંભીર શખસ,
ઉતાવલ ને ધીરજ સમજતો હોય બસ.

કે જાય માઝંદરાંના તે સરદાર પાસ,
ચેતાવી દેમાગ઼ લાવે ઠેકાણે ખાસ.
થયો ઝાલનો બેટો રાઝી મુંદામ,
તથા સાથેના બુઝ઼ર્ગોબી તમામ.

## માઝંદરાંનના પાદશાહ ઉપર કાઉસનું નામું.

તેજ ચાલનાં ગુંમ્બદે બીજે દીવસ,
બીછાવ્યાં પીલાં કપડાં આસ્માને બસ.
તો નામું સુફેદ રેશમી કપડાં પર એક,
જેમાં કંઈક દહેશતને ઊમીદ દરેક. ૬૬૧
અક઼લમંદ લખનારે લખ્યું ઉત્તમ,
જણાવ્યું જેમાં કંઈ નરમ ને ગરમ.
કીધી દાદગરની સેતાયશ મબર,
જેનાથી છે ગેતીમા ઝ઼ાહેર હુંનર.
આકાશ કીધું ફરતું ને અ઼કલ દીધી,
શ઼ીતમ, સખ્તી, મોહુબતબી, પયેદા કીધી.
ભલાં, ભુડાંનો, દીધો છે એખતેઆર,
જે આફતાબ, ને માહતાબનો છે મુખતેઆર.
બીજુ લખ્યું કે નામું બખ્તાવર એ,
ઇરાં સરઝ઼મીનનાં શાહ કાઊસથી જે.

છે સરદારે માઝંદરાંની ઉપર,
જે છે દેવ દરૂઓથી એકમત ઝબર.

ગ઼રૂરીનાં બંદમા ફસેલા તું જાન,
ખુશીની આં જગની એ રીતજ છે માન.

તું પાક દીનનો ઇન્સાફી હોશે સહી,
તો હર કોઇથી તારીફ સીવા જોશે નહી.

પણ કરતુકી હોશે ભર્યો બુરાં ફંદ,
તો પડશે લાંનત આંસ્માથી બુલંદ.

ને જ્યારે કે ઇન્સાફી યઝદાં કેહવાય,
અનાદર તેના હુકમનો કેમ થાય. ૬૬૨

સઝા જો રબે ગુન્હાની કીધી કુલ.
ને દેવ જાદુગરની કેવી કાઢી ધુલ.

એથી શું થયું, જાણ્યું હોય તેં લગાર.
શીખવનારાં તાહારાં હોય અ઼ક઼લ, વિચાર.

તો ત્યાંજ તાજે માઝંદરાં તું મુકી દઈ,
ને આવ શાહી દરગાહ તાબેદાર થઈ.

તાક઼ત નથી રૂસતમથી લડવા અગર,
તો માગું જે ખંડની તે હાઝર તું કર.

જો ચાહતો હોય તખ્ત માઝંદરાંનુ અગર,
તો એમ કીધાથી તું મેળવશે મગર.

ને નહીંતો સુફીદ દેવ ને અર્ઝંગ મીસાલ,
દીલો જાંનથી નાંઉમીદ બનશે હાલ.

નથી જાંણતો ? રૂસતમ કરેચ જંગનો ખ્યાલ,
[1]મગર, જળેચ દર્યામા શમશીરથી હાલ.

૧–મગર મચ્છ.

જો નેંક લખનારે કીધું નામું તમામ,
કીધી મોહોર અબીર, કસ્તુરીની મુંદ્દામ.
તો પાદશાહે બોલાવ્યો ફરહાદને,
ખ્વાહીશ કરનારા ગુર્ઝે ફઓલાદને.
આં શેહેરના બુઝર્ગોનો માંણીતો તે,
ન આવ્યોતો રંજમા લડઈમાંબી જે. ૬૬૩
બોલ્યો માહારૂ નસીહત ભર્યું નામું ખાસ,
જા લઈ બંદથી છુટેલા તે દેવની પાસ.
ફરહાદ જંગી, પાદશાહથી એ સમજી લઈ,
ગયો નામું લઈ ઝમીનને બોસા દઈ.
આવ્યો ત્યાંથી તે [1]નર્મપાય શેહેર પાસ,
સવારો દીલેર જ્યાં હતા રેહેતા ખાસ.
ત્યાંના લોકો બાંધતાં હતાં પગે ચામ,
ઘણાં વર્ષો, જેથી પડયું એવું નામ.
રેહેતો તેજ શેહેરમાં શાહે માઝંદરાન,
જ્યાં રેહેતા હતા જંગીઓ, પહલવાન.
પ્રથમ એકને મોકલ્યો ફરહાદે ગર,
પોતાની તથા કામની દઈ ખબર.
સાંભળ્યું તેંણે કે કાઊસ શાહાથી,
હુશ્યાર એલચી આવ્યો છે હયાં રાહાથી.
તો લેવા સેપાહ ભારી મોકળી મુંદ્દામ,
માઝંદરાંની સિંહો, દીલેરો, તમામ.
ચુંટી કાઢયા ફઓજી એવા એકકેએક,
કે દેખડાવી હુંનર અને રાખે ટેક.

૧–શેહેરનુ નામ

કહ્યું વખ્ત આજે છે માણુસ અને,
દેવોનો તફાવત દેખાડવો બને ૬૬૪

કે રાહ, રસ્મ, ધરજો ચિત્તાની મીસાલ,
દાંનાઓના [1]અફસરને લેજો ચુંગાલ.

કે જેથી તે એલચીને પસ્તાવો થાય,
અને તમને જોઇને તે બીહ ધ્રુંજી જાય.

ગુસ્સા ભર્યા ચેહેરે ગયા તેની પાસ,
મગર તેંમણી કોઇબી ન બર આવી આસ.

જ્યારે આવ્યા તે જંગી ફરહાદની પાસ,
તો બાહદુર તે નાંમદારો અંદરથી ખાસ.

કે હાથ દાબ્યો એકે ધરીને ઝબર,
અને તન ને હાડકાં દુખવ્યાં મગર.

પણ ફરહાદનો ચેહેરો તે બન્યો ન ઝર્દ,
ન બદલાયો રંગ કે થયું કોઈ ન દર્દ.

તો ફરહાદને શાહા પાસે લાવ્યા તતકાલ,
પુછયો રાહાની રંજનો ને કાઊસનો હાલ.

મુંકયું મુનશી પાસે તે નામું શીતાબ,
હતાં જેપર છાંટયાં કસ્તુરી ગુલાબ.

તે દાંનાએ વાંચ્યું નામું તેની પાસ,
જે સમજીને પેંચ ખાધો જંગીએ ખાસ.

જો સમજી તહમતન ને દેવની ખબર,
તો દીલ બીહીધું, લોહી ધાયું આખે, ઝબર. ૬૬૫

કહયું દીલથી છુપ્યો થયો આફતાબ,
પડી રાત આવ્યો વખત કરવા ખાબ.

[1]—સરદારને.

ન રૂસતમ લેવા દેશે જગમા આરામ,
ન હસ્તીથી ગુમ કંઇ થશે તેનું નામ.
થયો ગ઼મગીં, કે દેવ અરઝંગ, સુપીદ,
કતલ થયો ગંદીનોં પોલાદ, ને બીદ.



## માઝંદરાંનના પાદશાહ તરફથી કાઊસનાં નાંમાનો જવાબ.

જ્યારે નામું શાહાનું વંચાયું તમામ,
ખુને દીલથી બેહુ આંખો ભીજવી મુંદામ.
ત્રણ દીવસ રાખ્યો મેહમાન તેને ખાસ,
ત્યાં, દોસ્તો, અને સરફરાઝોની પાસ.
દીવસ ચોથે તેને કહયું એવું ખાસ,
કે જા બેખબર શાહ નવાની તું પાસ.
તું જઈ શાહા કાઊસને કહે એ જવાબ,
કે [1]બેઆબ તેઝ હોય કે જામે શરાબ.
તું જાંણતો નથી હુલ્લડઇથી, કે હું,
હરેક અંજુમનમાં જો નાંમીચો છું.
તેં શું જોઈ કેહવાડયું કે મુંલ્ક અને તખ્ત,
છોડી માહારી દરગાહામાં આવ આંય વખ્ત.
તુંથી માહારી પાદશાહી છે શ્રેષ્ટ અપાર,
છે લશ્કરબી માહારૂ હઝારો હઝાર. ૬૬૬

[1] વગર પાણીએ.

કે જ્યાં તેઓ ઉતરે છે કરવાને જંગ,
નથી રાખતા ખુશબુ, કે પત્થર, કે રંગ.

સવાર સંજેહ જેવા બસો માહારી પાસ,
ધરી લેશે શાહાને હાથોહાથ ખાસ.

વિચાર જો કરૂ જંગ કરવાનો હું,
તોં માહી કે માહ જાંણી શકશે ન તું.

ધારૂચ તાહારી ઝીંદગી નથી બાકી રહી,
ઇરાંનથી આં દેશ મોંત લાવ્યું છે સહી.

હવે ઢીલ ન કરતો તૈયારી તું કર,
ઇરાદો લડ્ઇનો તેં કીધોચ અગર.

એક સિંહની મીસાલ ફ્ઓજ લાવીશ હવે,
મધુર ઊંઘથી તમને જગાડીશ હવે.

લડ઼ાયક છે બારસો હાથી માહારી પાસ,
તુંજ દરગાહમાં એકબી નથી હાથી ખાસ.

ઇરાંનથી સીયાહ ખાક ઉડ઼ાવીશ અપાર,
કરી નાંખશ સરખા કુલ પાહાડો ને ગ઼ાર.

સમજ્યા એ ફરહાદે તેના કલામ,
મોહટાઈ, અને તુંદી, ગ઼રૂરી, તમામ.

વીહલો પડયો નામાંનો લેવા જવાબ,
સરદારે ઇરાં પાસે લાવ્યો શીતાબ. ૬૬૭

કહયું આવી જોયલું, સમજેલું, મુંદામ,
ખોલ્યા તેનાં ભેદોના પરદા તમામ.

બોલ્યો કે ફલકથીબી ઊંચો છે તે,
જેનો ખ્યાલ, કીનો લડઇમાંજ છે.

માહારી વાત ઉપર તેંણે કીધું ન ધ્યાંન,
ન કોઈ ચીઝ, તેની આંખ પાસે જહાંન.

બોલાવ્યો શાહે પહલવાંનને મુંદામ,
કહયું તેને ફરહાદનું કહેલું તમામ.

થયો ગુસ્સે રૂસતમ એ સમજી હેવાલ,
ભાલા માફક તનનાં થયા સર્વે બાલ.

કહયું પીલતને કયકાઊસને મુંદામ,
ટોળાને હું છોડવશ શરમથી તમામ.

પેગ઼ામ લઈ જવો જોઇયે મુંજને આં વાર,
કે ત્યાં કાઢું મ્યાંનથી હું તેઝી તલવાર.

જોઇયે નામું શમશીરની ધારજ મુંદામ,
પુકારનારાં વાદળ મીસાલે પેગ઼ામ.

હું ક઼ાસીદ બનીને જવશ તેની પાસ,
નદી કરશ ખુંનની મુંજ વાતોથી ખાસ.

જવાબ આપી બોલ્યો તે કાઊસ શાહ,
પ્રકાશીત છે તુંથીજ આં મોહર ને કોલાહ. ૬૬૮

પેગ઼ામબરખી તું, ને તું હાથી દીલેર,
ફ઼તેહમંદ તું છે કીનાને વખ્ત શેર.



## માઝંદરાંનનાં પાદશાહની નઝદીક કાઊસનું નામું મોકલવું અને રૂસતમનું તે નામું લઇ જવું.

---

આવ્યો પાસે મુંનશી જો દીધો હુકમ,
કીધી જેંણે અણીઆળા તીરની ક઼લમ.

ને જગ કર્તાનાં શુક્રની બાદ ગર,
લખ્યું, રાહે દીનથી ફરેલા એ નર.

ને ગેતીમાં નાંલાયક બોલવા કલામ,
નથી લાયક નર અક્‌લમંદને તમામ.

જો સરમાથી દુર કરી બેહુદો ખ્યાલ,
બજાવશે હુકમ માહારો, નોંકર મીસાલ.

પોતાના મુલકને નહીં કરતાં ધુલ,
વગર જંગે ખંડણી, જો કરશે ક્‌બુલ.

તો રેહેશે ખુશીથી તું માઝંદરાંન,
ને રૂસતમ બખશસે તુંને જીવતદાંન.

તુંપર નહીંતો લશકર હું ખેંચશ ઝબર,
સેપાહ લાવશ એકથી બીજા દર્યા પર.

માઝંદરાંન લોહીની નદી હું કરશ,
સરદારોનાં સરને હું ધુલમા ધરશ.

રવાંન બુરા દેવે સુફીદનુંબી જઇ,
ગીધોને દેશે તુંજ મગઝની વધાઈ. ૬૬૯

ઝરૂર શું મને એમાં બીજાની સંગ,
ફકત બસ છે રૂસતમજ કરવાને જંગ.

જેવારે તે જંગમાં પડે છે મયેદાન,
નાંખેચ સરે નર દેવા ધુલને દરમ્યાન.

નથી ગેતીમાં તેવો મરદાંને મર્દ,
નથી જગતમાં કોઇ તેનો હમનબર્દ.

કીનો લેનાર જંગી પડે છે મયેદાન,
તો ઊંચાં નિચાનું નથી રેહતું ભાન.

કે જંગને વખત પહલવાં તે મુંદામ,
ચીરેચ સિંહોનું દીલ ને વાઘોનું ચામ.

કરી ચુકયો નામાં ઉપર મોહર શાહ,
કે પકડી જહાંજોય રૂસતમે રાહ.

ઝીન ઉપર મુંકયો ગુરઝ ભારી ખાસ,
અને આવ્યો જો માઝંદરાંનની તે પાસ.

ખબર શાહાને થઈ કયકાઊસે મુંદામ,
ફરીથી મોકલ્યો છે કાસીદ પેગામ.

તે કાસીદ મીસાલે છે ચિતો બુલંદ,
શીકારબંદ ઉપર સાહાઠ પેંચી કમંદ.

સવારીમાં ઘોડાબી છે તેઝ ચાલ,
છે તનમાં એક જીવતા હાથીની મીસાલ. ૬૭૦

તે નાંમદાર છે પાહાડ ચાલતો સખત,
ગોયા તે છે સિંહબી શીકારને વખત.

માંઝંદરાની સરદારે સાંભળ્યું જ્યાર,
તો લશકરથી ચુંટયા તેંણે કંઈ સવાર.

હુકમથી નગારાંઓ સાથે તમામ,
લેવા ગયા તે મસ્ત સિંહને મુંદામ.

બાહાર જેવાં લશ્કરને સંણુગારી ખાસ,
પછી તે ગયા નાંમેવરની જો પાસ.

નિગાહ જો તે પર ગઈ તહમતનની દુર,
ને ઝાહાડ જોયું પાસે ડાળીઓથી પુર.

તો ઝાહાડની બે ડાળી ધરી તે વખત,
ને ગુસ્સાથી મંડયું એવું તો સખત.

કે થડમાંથી ઝાહાડ઼ તે ઉખેડયું તદન,
અને થઇ કશી નહીં ઇઝા તેને તન.
ઊખેડી ધર્યું હાથ નેઝા સમાન,
જેને જોઇને લશ્કર રહ્યું તે હેરાન.
ફેંકયું તે તરફ આવ્યા પાસે જેવાર,
ઢંકાયા તે ડાળ નિચે કંઇએક સવાર.
માઝંદરાંનાં તે બુઝર્ગોમાંથી એક,
જે સરદાર હતો સરદારોમાં દરેક. ૬૭૧
તેંણે આવી ધર્યો તેનો એક હાથ,
કુવત અઝમાવા ડાબ્યો પુર ઝોર સાથ.
જેને જોઇને રૂસતમ હસ્યો પીલતન,
હેરત બની આંખો સેપાહની તદન.
પછી હસ્તાં ડાબ્યો તેનો હાથ તંગ,
તો હાથની ટુટી નસ ઉડી ગીયો રંગ,
તે ઝોરનો અઝમાવનારો ગ઼ાફેલ થયો,
અને ઘોડા ઉપરથી નિચે ગયો.
ગયો એક તુરત શાહે માઝદરાં પાસ,
જેજે તેંણે જોયું તે કહી દીધું ખાસ.
સવાર, કે કલાહુર હતું જેનું નામ,
જે મશહુર હતો માઝંદરાંમા તમામ.
ને ખસલતમાં ચિત્તા મીસાલે કેહવાય,
જે આરઝુ નહીં કરતો જંગના સીવાય.
જવા, સાંમો લેવા તેડયો તેને પાસ,
ચઢાવ્યો મરદાંનગીમા આંસ્માને ખાસ.

કહ્યું જા તું કાસદની સાંમો મગર,
દેખાડ જઈ નવાનવા તેને હુંનર.
શરમમાં તેનું મુંખ પડે તેમ કર,
ગરમ આંસુ આવે આંખોમાં ઝબર. ૬૭૨

કલાહુર નરે સિંહ મીસાલ આવ્યો ખાસ,
જહાંજુયે તે મર્દ બાહદુરની પાસ.
ચિત્તા માંફક આવીને પુછી ખબર,
મીજાઝમાં તેનો હાથ ધર્યો ઝબર.
ને હાથ ડાબ્યો જંગી હાથીનો નિદાન,
થયું હાથમાં દર્દ નિલની સમાન.
તે લચકાયો પણ કીધો તેનો ન કયાસ,
મળી ગોયા ખુરશીદથી બાહદુરી ખાસ.
ને હાથ [1]કલાહુરનો ધર્યો બેગુમાંન,
ખર્યાં નખ તેના ગોયા ઝાહાડોથી પાંન.
આવ્યો કલાહુર હાથ લઈ તે મુંદામ,
લટકતો, ખરેલાં જેનાં નખ તમામ.
તે આવ્યો, દેખાડી બોલ્યો શાહ પાસ,
કે હું નહીં ખમી શકતો આં દર્દ ખાસ.
જંગ કરતાં તુને સુલાહ છે સરસ,
ન લાવ સુખમા તંગી, તાહારાં દીલે બસ.
મુક઼ાબલો ન કરશે એ પહલવાંથી તું,
જો થાય ખુશ [1]ખેરાજે એથી સારૂ શું?
થશું તાબે માઝંદરાં ખાતર મગર,
ખેરાજ વેંચશું નાના મોટાંની ઉપર. ૬૭૩

૧–ખંડણીથી,

જેથી સખ્ત મુંશકીલને કર્યે આંસાન,
જીવ દુઃખી કરવાથી બેહેતર એ માંન.

તે નાંખુશ થયો બદ તુખ્મ નાંબકાર,
કલ્લાહુરની વાતે, ઊંધી મતનો યાર.

ને તેટલાંમા આવ્યો તહમતન ખુશાલ,
શહા પાસે તે મસ્ત હાથી મીસાલ.

બેસાડયો જોઈ લાયકની જગ્યા ઉપર,
સેપાહની ને કાઊસની પુછી ખબર.

રંજ પુછી, રાહ લાંબીની દમ બ દમ,
શું વેઠયો મુંસાફરીમાં રંજો સીતમ.

તે બાદ પુછ્યું રૂસતમ શું તુંજ છે અગર?
છે છાતી ને બાઝુ પેહેલવાનની ઝબર?

સુફીદ દેવ થયોચ શું તાહારેથીજ હલાક?
તુંથીજ માહારૂ સરબી શું પડયું છે ખાક?

હું તો છું નોંકર, પાછો દીધો જવાબ,
તેબી જો નોંકર લાયક હોઉ તો શીતાબ.

જ્યાં તે, ત્યાં છું હું તો નકાંમો તેવાર,
કારણ તે છે બાહાદુર પહલવાં સવાર.

ખુદાએ જહાં પયેદા કીધી તેવાર,
થી રૂસતમ જેવો કોઈ નથી નાંમદાર. ૬૭૪

લડઇમાં તો ગોયા કે પાહાડ઼જ છે તે,
તેના ગુર્ઝ રખ્શનું શું કહું, કે શું છે.

કે તે સાંમે જંગમાં સેપાહ કોણ, ઠરેચ,
તે દર્યાનો કોહ કોહનો દર્યો કરેચ.

લડાઇમાં શું હાથી, સિંહો, દેવ, અપાર,
કરેચ કોણ તે સાંમે જંગનો પુકાર.

તે એકજ એક લશકર છે નાંમી તમામ,
નથી લાયક કરવા તે કાસદનું કામ.

પણ તેંણે મને હયાં મોકળ્યો મુદામ,
જે કેહવાડયો તે મેં કહયો છે પેગામ.

કેહવાડયું છે નાંમદાર રૂસતમે આં,
અકલ હોય તો બુરાઇનાં બી વાવ નાં.

બદીના તેં વાવ્યાં છે બી બેશુમાર,
ઇન્સાંન્યતનાં મારગનો કીધો ધીકાર.

તેં શું શું કીધુંચ શાહે ઇરાંનથી,
કીનામાં, સેપાહો, ને પેહેલવાંનથી.

કદાચ તેં સમજ્યું ન રૂસતમનું નામ,
કે છે ફરતું આંસ્માન જેનો ગુલામ.

અગર શાહ જંગનો હુકમ દેતે ખાસ,
હયાં આવી તાહારી અંજુમનની આં પાસ. ૬૭૫

તો જીવતો ન રાખતે કોઈ લશ્કર અંદર,
હતે નોંકે નેઝા ઉપર તાહારૂ સર.

નામું દીધું નાંમવરે એંમ કહી મુદામ,
હતો જેમા આપખુદી શાહાનો પેગામ.

ફલ લાગશે તલવારને બોલ્યો અગર,
ખોલા અંદર પડશે સરદારોનાં સર.

પેગાંમ સમજી નામું તે વાંચ્યું જે વાર,
અજબ રહયો બન્યો તે ગ[illegible]ીન તેવાર.

કહયા તેંણે રૂસતમને એવા કલામ,
શું બેહુદી વાતોનો આવશે અંજામ ?
તેને કેહ તું ઇરાંનનો સરદાર છે,
સિંહના પંજા, ને દીલ, ધરાવનાર છે.

હું છું ફ્રુઓજ સંગ આં માઝંદરાંનો શાહ,
સોંનેરી તખત પર, ને માથે કોલાહ.

બોલાવવો મહને બેહુદાપણુથી પાસ,
નથી કયાંની રાહ, ને રસમ દીનની ખાસ.

તું છોડ઼ બુઝ઼ર્ગોનાં તખતનો વિચાર,
ખરાબ થવું પડશે તુને બેશુમાર.

તું ફ્રર પાછો ઇરાંન ગુપચુપ અને,
નહીંતો પુરો કરશે આં નેંઝો તને. ૬૭૯

જો હું માહારાં લશકરને લઈ આંઉ અહીં,
તુને સર કે પગની રહે શુધ નહીં.

હુંકારથી ભરાયો છે તું બેશુમાન,
દાંનઇને પકડ઼ ફેંકી દે તું કમાન.

કારણ ઉભો રહીશ આવી હું તાહારી પાસ,
તો રેહેશે નાં તુંદી કે આં વાત ખાસ.

તું રૂસતમને કેહેજે આં માંહારો પેગ઼ામ,
ને કેહેજે કે અયે પહેલવાં નેંક નામ.

તુંને શું મળે છે કયકાઊસની પાસ,
અગર ત્યાંથી એક, હયાંથી સો મળશે ખાસ.

સાલાર જંગીઓનો બનાવી લેવશ,
ઇચ્છિા કરતાં ધન માલ ઝેયાદા દેવશ.

કરશ દરજો ખુરશીદો માહુ પર બુલંદ,
દેવશ સરદારીબી સેપાહુ પર બુલંદ.
કીધો ખ્યાલ રૂસતમે નેંક બખ્તનો,
દીલેરોની હુરમત, સેપાહ, તખ્તનો.
ધાર્યું તેનું બોલવું છે ભેંજા વગર,
તેં દુઃખથી થયું તેનું સર [1]તેઝતર.
અને બોલ્યો તે અયે બેઅક્લી શાહુ,
ખચીત તાહારો દહાડો થયો છે સીયાહુ. ૬૭૭
કે સરદાર પહેલવાંન રૂસતમ ઠરેચ,
શું લશકર ને ગંજની તે પરવા કરેચ?
છે નીમરોઝનો શાહુ ઝાલેઝરનો પીસર,
નથી ગેતીમાં જેની જોડી દીગર.
ફરીથી ન કાહાડતો સુખન એ સમાન,
ન તો કાઢશ ખેંચી મોંઢાંથી ઝબાન.
એ વાતોથી ગુસ્સે થયો શાહ ખાસ,
અને ફર્યો બદઝાત જલ્લાદ પાસ.
મુંજ સામે આં કાસદને ધર ઉસ્તવાર,
તખતથી નિચે નાખી ગરદન તું માર.
જલ્લાદ આવ્યો પગ પાસે ઝટ તખ્તનાં,
કે પકડે સર હાથો તે નેંક બખ્તનાં.
ને નાંખે તે જગ્યાથી નિચે મગર,
પુકાર્યો ત્યાં રૂસતમ ગોયા શેરે નર.
ખેંચ્યો, હાથ, માથું, ધરી પોતા પાસ,
અને છેક નઝદીક તેને ખેંચી ખાસ.

[1]-તુંદી ભર્યું.

નિચે નાંખી એક પગને ધર્યો ઝબર,
અને પગ પોતાનો બીજા પગ ઉપર.
મુંકી એક અને ચીરી નાંખ્યો દીગર,
ન જોઇતી નવઈ જગમાં કોઇએ મગર. ૬૭૮
પુકારીને બોલ્યો પછી નાંમદાર,
અગર મુંજને દેતે રજા શહરીઆર.
કે લશકરથી જંગ હું કરૂ આંય વાર,
તો કરતે આં વખ્તે તુને ખ્વાર ઠાર.
એટલું બોલી દરગાહુથી બાહાર આવ્યો ખાસ,
બે આંખો ગોયા ખુન ભરેલી બે [1]તાસ.
ધુંજવા લાગો તનથી તે પાદશાહ તમામ,
દીલેર નાંમેવરનું એવું જોઈ કામ.
તૈયાર કીધો શાહી એક સરપાવ ખાસ,
અને તેને ધર્યો તે રૂસતમની પાસ.
પોશાક, ઘોડો, ઝરને, કીધાં નાં પસંદ,
શરમ ભર્યું જાણ્યું કોલાહ કમરબંદ.
તખત પાસથી ચાલ્યો ગુસ્સામાં તમામ,
ઉંધો લાગ્યો તેનો સીતારો મુંદામ.
છોડી ગીયો ત્યાંથી શહર માઝંદરાન,
એ વાતે હતું ભારી સર બેગુમાન.
અને આવી લાગો શહાની તે પાસ,
કીનાં ભર્યો ને લોહી ઉકળતાંએ ખાસ.
માઝંદરાંમાં જોયેલું, સમજેલું, મુંદામ,
કહ્યું શાહે ઇરાંનની પાસે તમામ. ૬૭૯

૧–લંગડી.

કહ્યું તેને કંઈ તું અંદેશો ન ધર,
દેવો સંગ જંગની તૈયારીઓ કર.

દીલેરો ને પેહેલવાં તે ટોળાંના ખાસ,
તનખલાં જેવા મુંજ નઝરની છે પાસ.

મુંજ પાસે નથી તે એક રજકણની ખાક,
કરશ આં ગોરઝથી હું તેમણે હલાક.

તું જોશે તાહારી કુલ મુરાદો રવા,
કે જાણુંચ હું આ દર્દે દીલની દવા.



## કાઉસની માઝંદરાંનના પાદશાહ સાથની લડાઇ અને માઝંદરાંનના પાદશાહનું માર્યું જવું.

માઝંદરાંનથી ફર્યો રૂસતમ બેગુમાન,
કીધો શાહેજાદુએ જંગનો સામાન.

શેહેરમાંથી કાઢયા તંબુઓને બાહાર,
સેપાહ ખેંચી જંગલની બાઝુ તેવાર.

ચઢી ગર્દ ઊંચી સેપાહની જેવાર,
તો ખુરશેદનેબી ઢાંકી દીધો તેવાર.

મયેદાન, પાહાડ, જંગલ, દેખાતાં ન કંઈ,
હાથીઓના પગથી ઝમીન ઝેર થઈ.

સીયાહ રંગ થઈ જેથી સારી જહાંન,
થયું ગર્દે લશકરથી કાળું આંસમાંન.

ચલાવી સેપાહ પુંકતા વાની સમાંન,
ન થોભ્યો ઝરાબી તે કુચને દરમ્યાંન. ૬૮૦

ખબર પાંમ્યો આવવાની કાઊસ શાહ,
કે નઝદીકમાં આવી દેવોની સેપાહ.

દીધું ઝાલેઝરનાં રૂસતમને ફરમાન,
કે બાંધે કીનાની કમર બેગુમાન.

ને તુસ, અને કેશવાદનો ગુદર્ઝ દલીર,
ને ગેવ, અને ગુરગીન, ને બીજા અમીર.

હુકમ દીધો લશકર ગોઠવવાનો જ્યાર,
કે ભાલા ને ઢાલોથી બન્યા તૈયાર.

ને શાહા ને સરદારોનાં તંબુ લીધા,
ઉભા જંગલે માઝંદરાંના કીધા.

ને નવદરનો તુસ જમણી બાઝુ ઝરૂર,
કોહનું દીલ કર્નાયનાં અવાઝે પુર.

ડાબી તરફ કેશવાદનો ગુદર્ઝ મુંદામ,
હતા જેઓ લોખંડનાં પાહાડો તમામ.

કૂબલગાહામાં કાઊસબી સીપેહસાલાર,
હરેક બાઝુ સફ ખેંચી ફઓજે તેવાર.

સેપાહની હરોલ હતો ફીલતનબી મસ્ત,
જે જંગમાં કદીબી ન જોતો શીકસ્ત.

જો ગોઠવાયાં તે બંધે લશકર મયેદાંન,
તો એક બીજા લડવા ઉતર્યા પેહેલવાંન. ૬૮૧

ને ત્યારે એક માઝંદરાંની નામેવર,
મુંકી ગુર્ઝ ગરદનની ઉપર ઝબર.

જુયા નાંમનો, લોભીબી કીર્તિનો જે,
ગુરઝ ફેરવનાર હતો દંમબાઝ તે.

આવ્યો જુ શાહાનો હુકમ લઇને ખાસ,
ગુસ્સામાં તે સરદાર કાઊસની પાસ.

તેનાં તનનું બખતર ઝળકતું અપાર,
સળગાવતી ઝમીન, તેની તેઝી તલવાર.

પસાર થયો જ્યાં હતું ઇરાંની દલ,
પુકારનો પડઘા પડયો કોહ, ને જંગલ.

તે બોલ્યો કે માહારેથી લડશે તે મર્દ,
જે કોઈ જુદી કરતો હોય પાણીથી ગર્દ.

પુકારતો એંમ ફરતો તે વચ્ચે બે સફ,
ગુસ્સાથી આવ્યો તેનાં હોટ ઉપર [1]કફ.

ન તે સાંમો હયાંથી દીલેર કોઈ ગયો,
ત્યાંનો ત્યાંજ કાયમ તે જંગી રહયો.

બોલ્યો ઈરાંનીઓને કાઊસ શાહ,
તમારે નથી ધરવી જંગની શું રાહ?

જુયા સાથે લડવા ન કોઈ પડયો બાહાર,
ન ખુંન ગોયા ફરતું રગોમાં લગાર. ૬૮૨

કહયું ત્યારે પાદશાહે મારી પુકાર,
કે શું છે અયે મર્દો દીલેર નાંમદાર?

શું દેવથી તમે દીલમાં ખાધો છે ડર?
કે અવાઝે પડયા છે કાળા ચહર?

દીલેરોએ દીધો નાં શાહાને જવાબ,
સેપાહ ગોયા જુયાથી કુંમળાઇ શીતાબ.

1-ફીણ.

લગાંમ ત્યારે રૂસતમે ફેરવી મગર,
મુંકી તેઝ ભાલાને ગરદન ઉપર.

રઝા દેશે મુંજને હવે શહરીયાર,
જવા સાંમો આં દેવની નાંબકાર.

કહયું કાઉસે કે આં તાહરૂજ છે કામ,
ન લડશે ઇરાંનીમાંથી કોઈ મુંદામ.

તું જા, થજો તે દાદગર તાહારો યાર,
થજો જાદુગર દેવો તાહારા શીકાર.

શહે જાંહાંથી સાંભળ્યો રૂસતમે જ્યાર,
હુકમ, કે ગયો સિંહ મીસાલે તે વાર.

ડપટાવ્યો દેલાવર રખશને મુંદામ,
અને હાથ લઈ ભારી નેઝો તમામ.

આવ્યો જંગ મયેદાંને ગો હાથી મસ્ત,
કે રાંન નિચે ચિતો ને [1]અઝદહા દસ્ત. ૬૮૩

લગામ ફેરવી ને ગર્દ ઉડાવી નિદાન,
પોકારથી તેનાં ધુંજયું જંગનું મયેદાન.

કહયું તેણે જુયાને અયે બદલગામ,
દીલેરોમાંથી તાહરૂં છેકયું છે નામ.

જગા છે તું પર દયા કરવાની આય,
નાં અયેશો આરામનો વખત આં કેહવાય.

કે જણનારી રડશે હવે તાહારી માય,
જેંણે દીધો મોહટો ને હોશ્યાર આય.

જુયાએ કહયું થા નચિંત નાં અરે,
જુયાથી, ને સર કાપનારાં ખનજરે.

[1]-શમશીર.

હમણાં તાહારી માં નું ચીરાશે જીગર,
રડશે તાહારાં બખતર ને કોલાહ ઉપર.

સમજ્યા સુખન રૂસતમે આં તમામ,
પુકાર એક મારી ઝાહેર કીધું નામ.

આગળ વધ્યો તે ધસ્તા કોહનાં સમાંન,
સીયાહ બન્યું તેના હરીફનું રવાંન.

લગાંમ તેંણે ખેંચી મોંઢું ફેરવી લઈ,
ન ખાહેશ હતી જંગે રૂસતમની કંઇ.

તો નાંમવર દીલેરથી તે નાંઠો નિદાન,
પુકાર્યો તહમતને સિંહનાં સમાન. ૬૮૪

ધુળ માંફક તે પાછળ દોડયો ઝબર,
નેઝો ટાંકયો તેનાં કમરબંદ ઉપર.

માર્યો નેઝો કુરતાં ને બખ્તર ઊપર,
કે બખ્તરનાં બંધ, સાંધા, તુટા ઝબર.

એવો લાગો નેઝો કમરની દરમ્યાન,
કે જોઈ નાં બીજી વાર આંખોથી જહાન.

અધર તેને ઝીનથી ઉંચકયો ખુશાલ,
અને સીકમાં ભેરવ્યો મોરગ મીસાલ.

નાંખ્યો તેને ઘોડાની પીઠેથી ખાક,
ખાક ભર્યો ચેહેરો બખ્તર ચાકચાક.

માઝંદરાંના જંગી દીલેરો તમામ,
થયા તેઓ આં જોઇને હયેરત મુંદામ.

તુટાં દીલનું લશકર ને ફીકકા ચહર,
હો-હા થઇ રહી જંગ મયેદાં ઝબર.

કહયું માઝંદરાંની સરદારે મુંદામ,
તે એકથી બીજે છેડે ફઓજને તમામ.
કે સરને ઉઠાવો અને જંગ કરો,
ને ચિત્તાની રાહો રસમને ધરો.
એ સમજી લીધું દીલેરોએ તમામ,
લડાયક તે પાદશાહનુ કહેલું મુંદામ. ૯૮૫
કીનાંના વિચારે સેપાહ બેશુમાર,
ટુટી પડી આવીને જંગમાં તેવાર.
ઈરાંનનો જો સરદાર એ જોતો રહયો,
તો સફ બંધ આગળ ધસી તે ગયો.
બેહુ લશકરથી ઉઠયા નગારાં કનાય,
હવા થઈ સીયાહ ગેતી કાળી જણાય.
કે ખેંચી તે સઉએ કીનાંની તલવાર,
ને જઈ પડયા એક બીજા ઉપર તેવાર.
સીયાહ વાદળથી ગોયા વિજ આબદાર,
ગોરઝ તેગોથી તેમ રઓશંન અંગાર.
હવા થઈ બલુ, કાળી, રાતી, મુંદામ,
તરેહવાર જુંડા નેઝાથી તમામ.
ઝમીન જાંણે ડાંમરનો દર્યો હોય સ્થીર,
મોજા ગોયા ખંજર, ગુરઝ, અને તીર.
સીયાહ ધુળથી દેવોનાં કીલકારથી,
નગારાં, ને ઘોડાના ખંખારથી
ઝમીન ફાટી પાહાડો ચીરાતા અતી,
કીના ભરી જંગ એવી જોઈ નાં હતી.

કે ગેતી થઈ વાદળનાં ગગડાટે પુર,
દીવસ સીયાહ શબમા છુપાયો ઝરૂર. ૬૮૬

તલવાર, તીરો, ગુર્ઝો, થયા ચકાચક,
દીલેરોનાં ખુને જંગલ કુવા છક.

જહાંન થઈ પડી દર્યા જેવી અગર,
જેમા ગુર્ઝો શમશીરો ગોયા મગર.

સવાર ગોયા મછવાઓ દોડતા થયા,
કીને લેવા એક બીજા ભેલઇ ગયા.

કોલાહ, ટોપી, પર ગુર્ઝ પડતા અરે!
કે જેમ પાંનો પાંનખરમાં રબીદના ખરે.

દડી માફક પડયાં હતાં નિંચે સર,
દીલ, સીના, ચાક, નદી ખુંનની ઝબર.

ઘોડા દોડે જેમ, વાહાણો પાણી ઉપર,
જે દીસતાં કે હમણાં તે ડુબશે અગર.

તે સફ તોડનારો જંગી પીલતન દીલેર,
ને દુશમનને મારનારો લઈને શમશેર.

કે પાહાડની મીસાલે બેસી રખશ પર,
ને જઈ પડયો દેવોનાં ટોળાં અંદર.

ચલાવતો રખશ પરથી શમશીર તેઝ,
ગોયા કરતો દેવોમાં તે રસ્તાખેઝ.

એક ઝખ્મ તલવારે દસ લેતો સર,
પુકારથી તેનાં ધ્રુંજતું સિંહનું જીગર. ૬૮૭

તેનાં ગુર્ઝે આંસમાંનુ ફાટું જીગર,
ફલકનો ચેહરો ખાકમાં તર બ તર.

૧—મગર મચ્છ. ૨—નેંતરના ઝાહાડ.

જો ચંમટીથી છુટતો તેનો તીર અગર,
તો નાંખતો વિંધી નરે સિંહનું જીગર.

કમંદ તેની બંદમાંથી ખુલતી નિદાન,
દમે ખેંચતી પહલવાંનો, અજદાહ સમાન.

ગાફેલ, તેનાં પગલાંની રેકાબે જહાંન,
ઝમીનની આંખે લોહી, તેગથી નિદાંન.

એવી રીતે નાંમવર સેપાહથી મુંદામ,
લડાયકે દેવો નિંચે નાખ્યા તમામ.

કે એક હફતો બેહુ લશકરો નાંમેવર,
લડઈ કીધી નામો ઉઠાવવા ઝબર.

દીવસ આંઠમે પછી કાઊસ શાહ,
કે સરથી નિંચે મુંકી કયાંની કોલાહ.

ને જગનાં રેહનુમાં તે દાવરની પાસ,
ઉભો રડતો આવીને કીધી સેપાસ.

રગડયું પછી સર તેંણે, ખાક ઉપર,
કહ્યું રાસ્તીનાં ઓ ધણી દાદગર.

તું ખાક, આબનો, પયેદા કરનારો ગર,
બેખઓફ અને ઘાતકી નરે દેવો પર. ૬૮૮

ફતેહમંદી ને દબદબો દે આં વખ્ત,
અને સોંપ મુંજને તું શેહેનશાહી તખ્ત.

એ કહી તાજ મુંકયું માથા ઉપર ખાસ,
ને આવ્યો તે નાંમેવર લશકરની પાસ.

કે કર્નાયનાં ઉઠયા ત્યાં શોરો પુકાર,
પાહાડ માફક જોશ કીધો ફઓજે તેવાર.

સરદારે ફરમાવ્યું જેથી ગેવ તુસ,
આગળ લાવ્યો લશકરની પાછળથી [1]કુસ.

ગુદર્ઝ અને શાવરાંનનો જંગે મુંદામ,
તથા પહલવાંનોબી ગુરગીન, રેહામ.

ભુંડ માફક ધસ્યો ગુરાઝે મુંદામ,
જેને જુંડો ધર્યો હતો આંઠ વામ.

શું ફરહાદ, ને ખરરાદ, ને ગેવ, ને બરઝીન,
બેહરામ, સર્ફરાઝ ગોસતહંમ, નાંમચીન.

કે દંમ મારતા ધસ્યા લડઈમાં તમામ,
નવેસરથી લડવાને લાગ્યા મુંદામ.

હરોલમાં જઇ પડયો તહમતન યકીન,
ને ધોઇ ખુનથી જંગીઓનાં, તે ઝમીન.

કેશવાદ અને ગોદર્ઝબી જમણી તે રાહ,
નગારાં, હથ્યાર, સાજ લાવ્યા સેપાહ. ૬૮૯

તેટલાં જમણીથી ડાબી બાઝુ ખુશાલ,
બકરાંઓમાં ગેવ પડયો વરૂ મીસાલ.

સહવારેથી તે સાંજે આથમ્યો આફતાબ,
નદી ત્યાં સુધી ખુનની વહી ગોયા આબ.

ગયાં ચેહેરેથી હયા, શરમો, ને મહર,
ગુરઝ ગોયા વરસાવતું આંસમાં ઝબર.

જગેજગ હતા ઢગ મુંવેલાંના ખાસ,
ભરઈ ગયું માથાંના ભેજાંથી ઘાસ.

હતો જે તરફ તે માઝંદરાંનો શાહ,
ત્યાં ફીલતન ગયો ભારી લઇને સેપાહ.

૧ -નગારાં.

નગારાં, કર્નાય વાદળનાં શોર સમ,
થયો સુર્ય કાળા પરદામાં ખતમ.

થોડો વખ્ત જંગ તેણે કીધી નહી,
કીના માટે મઝબુત પગે ઉભો રહી.

પોતે, દેવો, ને જંગી હાથી તમામ,
સાંમસાંમી આવી ગયા જો મુંદામ.

બોલ્યો સરદારોને તે સીપેહસાલાર,
અરે ઓ લડાઈ કરનારા નાંમદાર.

કે આજનો દીવસ હોશીઆરી કરો,
ખરેખરી મરદાંનગી સરવે ધરો. ૧૯૦

સરદારોએ ખેંચ્યાં ગુરઝને તલવાર,
એકકમાં ભેલાઈ ગઇ સેપાહ બેશુમાર.

લડઇના મયેદાનમાથી ગર્દ ઉડી એક,
ખુરશેદબી જેથી બન્યો રંગીન છેક.

જહાંજુએ યાદ કીધો પરવરદેગાર,
ભાલેદારને ભાલો દીધો નોંકદાર.

ઉઠાવ્યો ગુરઝ આવ્યો જોશમાં તેવાર,
હવા શોર ભરી થઇ તેનાં સાદે યાર.

અને ગુર્ઝથી ફૂઓજમાં નાંમદર,
તબાહ કરવા લાગો દીલેરો અપાર.

સરદારોને કાપનારા જંગીનાં જોશ,
થી દેવોમા દંમ કે નાં હાથીમાં હોશ.

સુંઢ હાથીની કુલ મેદાંને જણાય,
દેખાય નહીં કંઈ ફરસંગો મુર્દાં સીવાય.

અને તે પછી નાંમેવર પહલવાન,
કે સંગ નાંમી જંગીઓ લઇ બેગુમાન.
વળગ્યો શાહે માઝંદરાંથી મુંદામ,
પડી ફઓજ ઘભરાટે તેની તમામ.
તુરત આવ્યો, તે બદગુમાંની જો પાસ,
પુકાર્યો મસ્ત હાથી મીસાલે તે ખાસ. ૬૯૧
કહ્યું કે નાંલાયક અને નાંબકાર,
કીનાંના મયેદાંને રેહેજે ઉસ્તવાર.
જોયો સરદારે ગુસ્સા ભર્યો પેહેલવાન,
પુકારતો આવ્યો જંગલી વરૂ સમાન.
અને દોડતો ધસ્યો તે રૂસતમની પાસ,
ગોરજ ઝીન ઉપરથી ઉઠાવીને ખાસ.
પુકાર્યા તેઓ બંધે વાદળ સમાન,
જાદુગરનો શાહ અને રૂસતમ પેહેલવાન.
લીધો તે પછી તહમતને નેઝા ખાસ,
સીધો ફેંકયો શાહે, માઝંદરાંની પાસ.
જો રૂસતમનાં નેઝા ઉપર ગઇ ચશમ,
થયાં તેનાં ગુસ્સો, દીલેરી, ખતમ.
આવ્યું જોશશાં દીલે રૂસતમ અપાર,
ગુસ્સા ભર્યા સિંહુ જેવો કીધો પુકાર.
માર્યો નેઝો એક કમરબંદની ઉપર,
જે બખ્તરમાં ધુસી ભોકાયો ઝબર.
થયું જાદુથી, પાહાડનો ટુકડો તન,
જે જોતી રહી ઇરાંનની સેપાહ તદંન.

એ જોઈ થયો તેંહુમતનબી હયેરત ઝબર,
લીધો નેઝો અણીયાળો ગરદન ઉપર. ૬૯૨

આવી લાગો એટલાંમા કાઊસ શાહ,
હાથી, જુંડો, સાથે નગારાં, સેપાહ.

કહ્યું તેંણે રૂસતમને અયે નેંકનામ!
કે અત્રે તું થોભી રહયો છે શું કામ?

કહ્યું રૂસતમે કે લડઇ બાદ સખ્ત,
ફતેહમંદી ભર્યું થયું છે જો બખ્ત.

જોયો મને શાહે માઝંદરાંએ ગર,
ગોરઝ ભારી ઊંચકેલો ગરદન ઉપર.

ઘોડાની લગાંમ ફેરવી આવ્યો તે એમ,
ત્યારે તો ઉડે પક્ષી હોમાંએ તેમ.

દેલાવર રખશને મેં સોપી લગામ,
કમરબંદ ઉપર નેઝો માર્યો મુંદામ.

ઉંધો પડશે તે, હતું મુંજને ગુમાન,
પાહાડ જેવો ઝીન પરથી પડશે નિચાન.

પત્થર થઈ પડયોચ માહારી સાંમો સહી,
અને કમ ઝેયાદા તે ગણકારતો નહી.

થયોચ પાહાડ જેવો તે પત્થર ખચિત,
ને થઈ બેઠો જંગ, દીલેરીથી નચિત.

કરૂચ ફઓજમાં લઈ જવાનો વિચાર,
કદાચ આવે તે સખ્ત પત્થરથી બાહાર. ૬૯૩

હુકમ શાહે દીધો તેને હયાંથી ખાસ,
કે લઈ જાવો પાદશાહી તંબુની પાસ.

હતા જેબી કોઈ ફુઓજમાં ઝોરેમંદ,
કુશીશ કીધી પત્થર ખસેડવા બુલંદ.
તે પત્થર જગાથી ન હીલ્યો ઝબર,
હતો શાહે માઝંદરાં જેની અંદર.
હાથ પેહેલવાં પીલતને લંબાવ્યો દુર,
અઝમાયશની તેને હતી નાં ઝરૂર.
પેલો પત્થર એવો ઉંચકયો મુંદામ,
હેરત થયું તે જોઇને લશકર તમામ.
પાહાડ઼ ખાંધે લઈ રસ્તે ચાલ્યો જેવાર,
સેપાહ ચાલી તે પાછળ કરતી પુકાર.
કીધી તેઓએ પાક રબની સેપાસ,
વધાવ્યાં તેપર ઝર ને ગોંહરો ખાસ.
કે લઇ ગયો પાદશાહાનાં તંબુની પાસ,
નાંખી સોંપ્યો ઈરાંનીઓને તે ખાસ.
કહયું અસલી રૂપે થા ઝાહેર મગર,
છોડ઼ીદે તું જાદુ અને આં મકર.
આં ગુર્ઝ અને શમશીર કુહાડે અગર,
કરીશ ચુરો પત્થરનો હું આં ઝબર. ૬૯૪
ઉઠયો સમજી વાદળનો ટુકડ઼ો તદન,
સર કોલાહ લોખંડી બખ્તરબી તન.
કે હાથ ધર્યો તેહમતને તેનો આં સખ્ત,
ને શાહ પાસે લઈ ગયો હસ્તો તે વખ્ત.
બોલ્યો પાહાડ઼ી ટુકડ઼ો લાવ્યોચ સાથમા,
જે બીહ કુહાડાથી ધુંજેચ હાથમા.

નિગાહ કરી જોઇ રહયો કાઊસ શાહ,
લાયક તેને ગણ્યો નાં, તખ્તો કોલાહ.

હતો તે એક કદરૂપો ઊંચો ઝબર,
ભુંડ જેવા દાંતો, ને ડોકી, ને સર.

જુનાં દુઃખ કીધાં યાદ એ જોઈ મગર,
પુર હોઠ, હવા ઠંડીથી, ઝખ્મી જીગર.

હુકમ કીધો જલ્લાદને તેજી તલવાર,
થી ટુકડે ટુકડા કરે તનનાં આંવાર.

મુંરાદ પાંમેલા શાહાનાં ફરમાંનથી,
ટુકડે ટુકડા તન કીધું આસાંનથી.

થયો કત્લ તે શાહે બેદાદગર,
કોલાહ કમરબંદને નાંલાયક મગર.

મોકલ્યો માણસ તેની છાવણીમાં એક,
ફરમાવ્યું જેથી તેનો સામાંન દરેક. ૯૯૫

શું ગંજ, તાજો, તખ્તો, ને ગોંહર. બુલંદ,
શું ઘોડા, હથ્યારો, શું તેગ, કમરબંદ.

કીધા ઢગનાં ઢગ હર જગા પર મુંદામ,
ટોળાંબંધ લશકર ગયું ત્યાં તમામ.

તો લાયકનું દીધું દરેક જણને ઝર,
ઘણું કરી રંજ જેણે ખેંચ્યો ઝબર.

હતા દેવોમાં જે નાંલાયક અગર,
હતું ડર ભર્યું જેથી ફોજનું જીગર.

ફરમાવ્યું કે કાપે તે સરવેનાં સર,
ને ફેંકે રાહદારીનાં રસ્તા ઉપર.

પછી આવ્યો બંદગીની જગ્યાએ ખાસ,
ગુઝારી દોઆ પાક દાવરની પાસ.
કે અયે દાવરો, દાદગર, કીરદેગાર,
મુરાદ માહારી, જગમાં તુંએજ કીધી પાર.
ફતેહ જાદુગર પર દીધી તેં આં વખ્ત,
જવાંન માંહારૂ કીધું, તુંએ ઝઈફ બખ્ત.
કે એક હફતો તે પાક યઝદાંની પાસ,
નમી ખાક અંદર ને કીધી સેપાસ.
ખોલ્યો આંઠમે દીન ખઝાનાનો દર,
કીધી ખાહેશમંદોને બક્ષીસ મગર. ૬૯૬
ગયો નીકળી ત્યાં એક હફતો તમામ,
દેતાં ઘટતી બક્ષેસો સઉને મુદામ.
થયું ત્રીજે અડવાડયે પુરૂ જો કામ,
આવી યાકુત, માંણેકની, દારૂની જામ.



## કાઉસનું શેલાદને માઝંદરાંના તખ્ત ઉપર બેસાડવું.

લીધી હાથ એક હફતો દારૂની જામ,
થોભ્યો માઝંદરાંમા તે કરવા આરામ.
બેઠો તખ્ત પર પાછો કાઉસ જેવાર,
કહયું સરફરાઝ તહમતનને તેવાર.
કે અયે ગેતીનાં પહલવાં સર બ સર,
તેં હર જગે મરદીથી કીધાચ હુંનર.

તુંથીજ તખ્ત પાછું મેળવ્યુંચ યકીન,
તુંથીજ હોજો રોશંન આં દીલ, ધર્મ, દીન.

દીધો શાહાને તહુમતને એવો જવાબ,
કે કામ આવેચ હર રીતનું માણુસ શીતાબ.

ઊલાદથીજ દેખાડયા મેં માહારા હુંનર,
હરેક જગો બન્યો એ સાચ્ચો રહબર.

ઉમીદ કરેચ રાજે માઝંદરાંની ખાસ,
ખરો નિવડે તો મેંબી આપીતી આસ.

છે લાયક અગર શાહ [1]ગરીબનનવાઝ,
કરે ટોળાં સનમુખ એને સરફરાઝ. ૬૯૭

સનદ દેવી જોઇયે છે શાહે અગર,
વચંન પાકથી મોહોર મારી મગર.

જેથી માઝંદરાંનો એ પાદશાહ ઠરે,
ને સરદારો સઉ તાબેદારી કરે.

કે નેંક તાહારો ચાકર નિવડશે તે એક,
તાહારે લાયક ખંડણી મોકળશે દરેક.

સમજ્યું શાહે શાહપરસ્તનું તે કુલ,
તો કીધું અકલમંદ શાહે કબુલ.

માઝંદરાંના સરદારો તેડયા મુંદામ,
સુખન કહ્યા ઊલાદને માટે તમામ.

કહયું એનાં કેહવાથી ફરતા નાં બસ,
ન થાયે એમ કે રાખો એનાથી અંતસ.

સર્પાવ તેને આપી કહયું એમ મુંદામ,
છુપાં ફળો આપે છે નેંકી તમામ.

[1]–ગરીબોને નવાઝનારો.

પછી તેને સોંપી દીધું શાહી તખ્ત,
પોતે ફર્યો પારસ તરફ તેજ વખ્ત.

## કાઉસનું માઝંદરાંનથી ઇરાંનમાં પાછું આવવું અને તેનું રૂસતમને ઝાબુલેસ્તાંન તરફ રવાંના કરવું.

જો કાઉસ પોંહચ્યો ઈરાં શેહેર જઈ,
સેપાહોની ગર્દે હવા બંધ થઈ.

તે આવવાનો પુગો સુરજ તક પુકાર,
કે દોડયાં પુકાર કરતાં સઉ નરો નાર. ૬૯૮

ઈરાંન શેહેર સંગાર્યું સરવે શીતાબ.
બોલાવ્યા ગવઇયા, તંબુરા, શરાબ.

નવા શાહાથી ગેતી નવી થઈ તમામ,
ઈરાંનથી નવો માહ નીકળ્યો મુંદામ.

ખુશાલ બેઠો તે ફતેહમંદ તખ્ત પર,
ત્યારે ખોલ્યો જુંના ખઝાનાનો દર.

ગરીબોને તેડયા હરેક ગમથી ખાસ,
બેસાડયા ત્યાં વેંહચનીની જગ્યાની પાસ.

પીલતનને દરવાજેથી ઉઠયા પુકાર,
મળ્યા દાંના લશકરનાં ત્યાં બેશુમાર.
ને આવ્યા ખુશી ભર્યા પાદશાહની પાસ,
ગયા નાંમીચાં તખ્તની પાસ ખાસ.
આવ્યો તહમતન ત્યાં મુંકી કોલાહ સર,
ને શાહ પાસે બેઠો તખતની ઉપર.

રઝા માગી તે તાજવરથી મગર,
જવા ઝાલેઝરની તરફ સર બ સર.
તેને લાયક, ગેતીનાં શાહે મગર,
સર્પાવ ત્યાર કીધો દોઆથી ઝબર.
ફીરૂઝા જડીત તખ્ત, મેંઢાંનું સર,
ગોહર જડીત તાજ એક શાહી ઝબર. ૯૯૯
શાહી લાયક સોનેરી જભો બુલંદ,
ઝળકાત ભરી સાંકળ, અને બાઝુબંદ.
ઝરીન કમરબંદનાં સો માંહતાબ ચહર,
સો કસ્તુરી બાલવાળી નાંઝ નખરાં ભર.
સો ઘોડા ઝરીન ઝીન લગાંમી તમામ,
સો ખચ્ચર સીયાહ બાલ ઝરીન લગામ.
શાહી રેશમી કપડાંઓ લાધ્યાં અપાર,
રૂમી, ચીની, ને પેહેલવી બેશુમાર.
ભરી ઠેલીઓ સો, દીનારે મુંદામ,
અને રંગ, ખુશબુ, બીજી ચીઝ તમામ.
ખાલેસ કસ્તુરી ભરી યાકુતની જામ,
ગુલાબ ભરી બીજી ફીરૂઝા તમામ.
અબીર, કેરબા, દારૂ, કસ્તુરી અગર,
થી નામું લખેલું રેશમી કપડાં પર.
દીધું તેંણે અફસરને ગેતીફીરોઝ,
મુંલક નવેસરથી દીધો નીમરોઝ.
કે બાદ શાહા કયકાઊસનાં વખ્તની,
નાં માંગણી કરે કોઈ કુલાહ તખ્તની.

પછી શાહે કીધી દોઆ તે ઉપર,
નાં જોતું કોઇ ખુરશીદ ને માહ તું વગર. ૭૦૦
હોજો તાહારો, નાંમવરોનાં દીલે પ્યાર,
હયા, શર્મ, તુંજ જીવમાં હોજો અપાર.
કુદી રૂસ્તમે તખ્ત ચુંમ્યું શીતાબ,
જવાનો વિચાર કરી બાંધ્યો અસ્બાબ.
કે શેહેરથી નગારાંના ઉઠયા પુકાર,
ખુશીમાં લીધો ભાગ સઉએ અપાર.
થયો શોર ઘંટના અવાઝે તેવાર,
નગારાંના સાદો કર્નાયના પુકાર.
ઝાલેઝરનો રૂસતમ ગયો, બેઠો શાહ,
કીધી ગેતી રોશંન, ધરી રસ્મો રાહ.
ખુશાલ બેઠો તે સોંનેરી તખ્ત પર,
કીધો ઝુલ્મ, બેદાદીનો બંધ દર.
ઝમીન વેંહુચી આપી સરદારોની પાસ,
શેહેરે માઝંદરાંથી ફર્યો જ્યારે ખાસ.
દીધી ફઓજી સરદારી તુસને મુંદામ,
કહયું, કર ઈરાંથી બદી ગુમ તમામ.
ગુદર્ઝનેબી દીધું પછી એસ્ફહાન,
બખશ્યું ત્યાંનુ તખ્ત, દીધું ફરમાન.
લંબાવ્યો ખુશી ને શરાબ ઉપર દસ્ત,
દીલેરી જણાંવી આં ગેતીને સખ્ત. ૭૦૧
ઈન્સાફી તેગે મારી ગમની ગરદન,
ન રહી કોઇને ચિંતા કઝાની તદન.

થયો દેશ પાણી ઠંડકથી [1]હરો,
ગોયા બહીશ્તનો બાગ઼ બન્યો ખરો.
તવંગર થયો દાદ રક્ષણથી સખ્ત,
અટકયો બદીથી અહરીમનનો દસ્ત.
ફળો પાંનો ઝાહાડોનાં રાત દીન મગર,
દોઆ કરતાં તાજ અને તખત ઉપર.
હોજો આશીરવાદ હર પળે સો હઝાર;
તે ગેતીના સાહેબથી શાહપર અપાર.

જે ઈન્સાફથી દુન્યાંને રાખે આબાદ,
ને દાદ સાથે બક્ષેસનેબી કરે યાદ.

ખબર થઇ બધે એમ કે કાઊસ શાહ,
માઝંદરાંના જીત્યો છે તખતો કોલાહ.

અ઼જબ જેથી થઈ ગયા તેઓ મુંદામ,
કે શાહ કાઊસે મેળવી મોહટઈ તમામ.

નિસાર હદયા સાથે તમામ નેંક નર,
આવી ખેંચી સફ શાહાના દરવાઝા પર.

આરાસ્તા ગેતી બહીશ્ત માંફક ઝરૂર,
ઇ઼ન્સાફથી ભરી ને ખઝાનાથી પુર. ૭૦૨

તેં સમજી લીધી જંગે માઝ઼ંદરાંન,
હવે તું સમજ જંગે હાંમાવરાંન.

**શાહનામું ભાગ ૩ જો**
**સમાપ્ત.**

[1]--તાઝો.

# ફીરદોસી ફારસી શાહાનામાનો બોલે બોલ તરજુમો ગુજરાતી બએતોમા વોલ્યુમ ૨ જું કે જેને માટે આગેવાન પારસી છાપાઓનો અભીપ્રાય નીચે મુજબ છે.

## રોજીંદુ પારસી પાયોન્યર "જામે જમશેદ" શું કહે છે?

મુંબઈ તા૦ ૨૦–૧૧–૧૬

મી૦ માસતર 'આદીલ'ના તખલ્લુસ હેઠળ વાંચક વર્ગને પુરતા જાહેર થયલા છે. તેવણે શાહનામાનો પહેલો ભાગ બેતોમાં બહાર પાડયો છે, જેને જાહેર ઉતેજન મળેલું જોઈ આ બીજો ભાગ હાલમાં વાંચકો હજુર રજુ કરવામાં આવ્યો છે. આ બીજા ભાગમાં મીનોચેર પાદશાહની હકીકત સમાવવામાં આવી છે. આ તે જમાનો છે કે જેમાં સામ જાલ જેવા પહેલવાનોની સાથ રૂસતમ પહેલવાનની બચગીના બનાવો બનવા પામ્યા છે. જાલેજરનો કીસ્સો અજબ વાતોથી શરૂ થઈ તેવીજ રીતે પુરો થાય છે. જાલેજરનું સફેદ બાલ સાથ જન્મ પામવું, તેથી તેના બાપ સામને વસવસો થવો કે એ બચું દેવોની ખસલતનું હશે કે કેમ, એ વાત વાંચનારના મનપર કંઈ અજબ અસર કરે છે. જાલને એક પહાડપર એકાંત છોડી જવામાં આવે છે જ્યાં પરવરદેગારની બક્ષેશથી સીમુરગ તેને ઉંચકીને પોતાને મકાન લઇ જઈ તેની પરવરેશ કરે છે. પાછળથી સામ સ્વપ્નામાં જાલ વીશે સમજીને શીમોરગ આગળ જાય છે, એવી

એવી વાતોનો કાંઇક સંતોષકારક ખોલાસો હજી કોઈ વીદવાંનથી થયો નથી.

સફેદ બાલની મતલબ જનમથીજ જાલની અકકલ હુશીયારી દર્શાવવાની હોય એમ કાઢવામાં આવે છે પણ જો જનમતાંજ તેને સફેદ વાળ ઉગયા ન હોય એમ ધારયે તો પછી ઉપલી મતલબ રહેતી નથી. ત્યારે તો જાલ સફેદ બાલ સાથેજ જનમ્યો હોય એમ ધારવું પડે છે. એ તો કુદરતી રીતે અને કુદરતી કાયદે બની શકે પણ સીમોરગની વાત તો એક રમલ જેવીજ રહી ગઈ છે તેનો સંતોશ કારક જવાબ મળી શકતો નથી.

શીમોરગને સાધારણ રીતે શાહમોરગ યાને પક્ષીઓનો સરદાર એમ કહીયે છીએ. અને આ કીસ્સામાં આવેલી તેને લગતી વાતો પહેલી નજરે એક પક્ષી તરીકેજ ઓળખવાને આપણને લલચાવે છે કારણ કે આ દાસતાનમાં જણાવ્યું છે તેમ (જુઓ પાનું ૧૯) તે શીમોરગના રાજ્યમાં જાલે કોઇબી ઈનસાન જોયું હતું નહી તેમજ તે શીમોરગની જબાનમાં વાત કરતો હતો. આ સાથ વળી બીજી એક વાત શીમોરગના પીછાની આપી છે. આ સઘળી વાતોથી આ શીમોરગ એક પક્ષીજ છે એમ સાબેત થાય છે પણ તેમ ધારવાગાં ઘણી મુશકેલીઓ ઉભી થાય છે. અસલી જમાનાના લખનારાઓ કોઇક વાત એવીજ રીતે અલંકારમાં લખી ગયા છે અને તે વાતો જમાનાઓ સુધી ચાલતી આપણને મળે છે, ત્યારે તેનો અસલી ભેદ ગુમ થઈ જાય છે. આવીજ રીતે ઉપલી વાત અકકલપસંદ હાલમાં ગણાશે નહી. શીમોરગ અને તેને લગતાઓને આપણે પાહાડમાં વસતીથી દુર રહેનારાઓ ગણી શકીયે, જેઓ કોઈ કારણને

લીધે કહો કે સવતંત્ર જીંદગી ગુજારવાને લીધે બીજાઓના સમાગમમાં આવતાં ન હોય. કદાચ એવી કોઈ જાત હોય, કારણ કે જેવું જાલે પોતાના બાળકને શીમોરગ પાસેથી પાછું લીધું, તેવુંજ તે બીજાઓ સાથ વાત કરવામાં મશગુલ થયું હતું.

પણ આ કીસામા આવેલી સઉથી અગત્યની વાત તો શીમોરગના પીછાંની છે. એ પીછાંની ઘણીક એજમતી અસર જણાવી છે, જેનો ઇસારો અવસતાના લખાણોમાંથી પણ આપણને મળી આવે છે. અવસતામાં તેને "પેશોપરેન" પક્ષીના એજમતી પીછાં તરીકે ઓળખાવ્યું છે. એ પીછાંની બાબદને આપણે એક એજમતી ચીજ તરીકે ગણી શકીયે. શાહાનામામાંથી આપણને એ રીતે ઘણી નવાઈ જેવી હકીકતો મળે છે જે જાણવા માટે અસલના આ ફારસી લખાણના જેટલી રીતે તરજુમા થાય તેટલાં બધાં ઉપયોગી થઈ પડવા જોઇયે મી૰ માસતરમાં શાયરીનું જોર છે અને કલગી તુરાના ગાયનોમાં તેવણે ઘણો અનુભવ મેળવ્યો છે જ્યારે દસ્તુર મીનોચેહેરનો ગદ્ય તરજુમો અને એરવદો કુતાર બીરાદરોનાં અસલ લખાણ સાથનો તરજુમો બહાર પડયો છે પારસીઓની પસંદગી પામ્યો છે અને લગભગ ખપી પણ ગયો છે ત્યારે કવીતા જેવી મીઠી જબાનમાં લખાયલો આ એતબાજીનો હેવાલ ખચીતજ પ્રજાની–ખાસ કરીને પારસી પ્રજાની–પસંદગી પામશે ને રચનારને તેમની મહેનત અને ખરચનો પુરતો બદલો મળી રહેશે એવી વકી અમો રાખીશું.

રોજીંદુ "સાંજ વર્તમાન" શું કહે છે?

મુંબઈ તા૦ ૨૪-૬-૧૬

એર્વદો કુટાર બેરાદરોનાં ફારસી બેતો સાથનાં શાહનામાના છઠઠા દફતરની નોંધ થોડા દહાડાપર અત્રે લીધી તે વેળા અમને સેજ પણ ખ્યાલ ન હતો કે, તે પછી તરતજ શાહનામાનું એક બીજું દફતર બાહેર પડવાની તૈયારીમાં છે, અને તેની ખુશાલી ભરેલી નોંધ લેવાની તક અમને વ્હેલી મળશે. મી૦ રૂસ્તમજી નઓશેરવાનજી માસ્તર જેઓ "કવી આદીલ" તરીકે આપણ વચ્ચે હવે પુર્ણપણે જાણીતા થઈ ચુકા છે, તેઓએ શાહનામાંનાં ફારસી બેતે બેતના ગુજરાતી બેતબાજીમાં તઇયાર કીધેલા તરજુમા વીષે વાંચનારાઓને અમે અત્યાર અગાઉ જાણીતા કરી ગયા છીએ. એ ગુજરાતી બેતબાજીવાલા તરજુમાંનું બીજું દફતર હાલ તેવણે બાહેર પાડયું છે, જેની અમને મળેલી નકલની પહોંચ સંતોષ તથા હેસાન સાથ સ્વીકારતાં તે વિષે સેજ, વીવેચન કરવાની અમે આવશ્યકતા વીચારીએ છીએ. તેમનાં પહેલાં દફતરની નોંધ અમે લગાર લંબાણુથી લીધી હતી, અને તેમાં એ બાબત સંબંધી જરૂરજોગી સઘળી બાબત વીષે અમે લખી ચુકા છીએ, એટલે નવાં દફતર વીષે ઝાજું બોલવાનું રહેતું નથી. જે બોલવાજોગ છે તે એજ કે, છેલ્લું દફતર જેમ તેના બાહેરના દેખાવમાં તેમ ભીતરનાં ભંડોલમાં લગભગ પહેલાં દફતરનાં જેવુંજ ઉમદા છે. તેની છપાઇ, બંધાઇ, રોનક, રચના, દેખાવ, કદ, વગેરે સર્વ, પહેલાં દફતરનાં જેવાંજ સુંદર, સફાઇદાર તથા આકર્ષીક છે. પહેલાંની કીમત રૂ. ૧॥ હતી, જ્યારે છેલ્લાની રૂ. ૨ છે, જે ચાલુ નાશકારક લડાઇથી કાગજ વગેરેની થઈ પડેલી અસહ્ય મોંઘ-

વારી જોતાં વાજબી તથા દરગુજર કરવા જોગ છે. પહેલું પુસ્તક આપણા માનવંત ખેરખાહ કોમપરવર અકાબર જસ્ટીસ સર દીનશાહ ડી. દાવરને તેમની અનુપમ કોમી સેવાઓની પીછાનમાં તેમની સબી સહીત અર્પણ કરવામાં આવ્યું હતું; જ્યારે છેલ્લું દફતર જાણીતા સખી વજુદ શેઠ હોરમસજી કાવસજી દીનશાહ એદનવાલાનાં મરહુમ મોહરદાર સખી તબે ધર્મચુસ્ત બાઈ માણેકબાઇને તેમની છબી સાથ અર્પણ કરવામાં આવ્યું છે, કે જે પસંદગી પહેલી પસંદગીના જેવીજ એક લાયક કદરશનાસી છે. આ બીજું દફતર કદીમ ઇરાનના નામીચા પેશદાદી પાદશાહ મીનોચેહરના રાજ અંમલથી શરૂ થઈ તેજ અંમલની આખેરી સાથ સમાપ્ત થાય છે. તે મધે આપેલાં દાસ્તાનોમાં ખાસ તથા અતી રસીલું દાસતાન "ઝાલ–રૂદાબેહ"ની આશકી માશુકી તથા શાદી રામશનીનું છે, કે જે દાસ્તાન શારંગાર રસમાં શાહનામાં મધે ઘણું કરી પહેલું આવેલું હોવાથી, અને એ પ્રીય–પ્રીયાને પેટે જેહાંપેહલવાન રૂસ્તમ જેવા સર્વોપરી તથા તાજબખશ પેહલવાનજ બેટાનો જનમ થનાર હોવાથી, તેમાં શાહનામાના કર્તા શાયરાન શાયર ફીરદોસીએ પ્રેમરસ ચીતારવામાં અજાયબ કમાલ કીધેલી છે. અમે ધારીએ છીએ કે એ દાસતાન કદીમ શાયર ફીરદોસીની અનુપમ શાયરી પર હાલના આપણા ગુજરાતી શાયર આદીલે કીધેલી ખુશ રમત સાથે પારસી પારસણ વાંચકોને એક ઉમદા મોજ બખશનાર થઇ પડશે, અમે અજબ છીએ કે ઝાલ રૂદાબેહનો એ મધુર કીસસો હજુ સુધી આપણા નાટક તખતા ઉપર નાટક રૂપે રજુ થવા કેમ પામ્યો નથી? તો જો કે તેની પાછળના "બેજન મનીજેહ" વગેરેના પ્રેમ રસીક અનેક કીસસા તો નાટક તખતાપર લોક-

પ્રીયતા સાથ રજુ થઇ ચુકા છે. અમે ઇચ્છીએ છીએ કે હુમણાં જ્યારે એજ અતી રસમય કીસસો કવી આદીલના તથા કુટાર બેરાદરોનાં મળી બબ્બે શાહનામાં મારફતે તેના પુર બહારમાં તાજેહતર પ્રગટ થયો છે, ત્યારે તેનો લાભ લઈ કોઇ અનુભવી નાટક લેખક તેનો નાટક રચે, અને અત્રેની કોઇ પારસી નાટક કંપની તેને તેની પુર જાહોજ-લાલીમાં સ્ટેજ કરે, કે જે સાહસ ફતેહમંદ નીવડયા વગર રહે નહી. કવી આદીલનાં શાહનામાનાં બીજાં દફતર મધે ઝાલ રૂડાબેહુની શાદી થયા પછી તેનાં કુદરતી મોહક ફળ તરીકે નામાંકીત જેહાંપેહલવાંન રૂસતમની કારકીરદીનું અતી ફળદરૂપ બીજ રોપાય છે, અને તેમાં યાદગાર યુધ્ધના જનમ તથા છોકરપણ ઉંમરનાં પરાક્રમો રજુ થાય છે. અમે દીલોજાનીથી ચ.હીએ છીએ કે કવી આદીલનાં શાહાનામાંના હવે પછીનાં દફતરો પણ હાલના જેવીજ ઝડપ તથા ઉત્સા-હથી પેદરપે બહાર પાડીને તેની સમાપ્તી વહેલી તથા સુખરૂપ થાય, કે જેમ થવાનો લગભગ તમામ આધાર પારસી જરથોસ્તી કોમ તરફના ઉતેજન તથા આશરા ઉપર રહેલો છે, અને તે આશરો માત્ર મી૦ આદીલની કાબેલીઅત તથા સાહસની કદરદાની માટેજ નહીં, પણ શાહનામાં જેવાં યાદગાર દફતરોનો પારસી કુટુંબોમાં પુરતો ફેલાવો થવા માટે મલવો જોઇયે છે. તેમ જો નહી થાય તો તેનું દુઃખદ પરીણામ એકજ નીપજે, અને તે એ કે મી૦ આદીલ જેવા એક મધ્યમ ગુંજાસવાલા ગ્રહસ્થને પોતાનું સાહસ ગમે એવું વહાલું છતાં, તે અધવચ પડતું મુકીને ખસી જવું પડે. અમો ઇચ્છીએ છીએ કે તેવો સંજોગ ઉભો થવા ન પામે. ખાસ કરી કર્તાની બેતબાજીની રચના

વીશે અમારા કને આ પુસ્તક કર્તા વીશે એક સારા પારસી ગુજરાતી કવી તરીકે અત્યાર અગાઉના વીખ્યાતી પામેલા છે, કે જે વીખ્યાતી કદાચ મુંબઈનાં કરતાં સુરત, ભરૂચ, નવસારી, વીગેરે સ્થળોમાં ઘણી વધારે છે, કે જ્યાં તેઓ પોતાના રચેલા ખ્યાલો (લાવણીઓ) પતેતી, નવરોજ વગેરે તેહેવારોની રાત્રે હજારો લોકોથી મચેલા "અખાડા" કીંવા મેળાવડાઓમાં ડફ ચંગ સાથે ગાઈ બજાવીને શાબાશી મેલવતા રહ્યા છે. પોતાના એ પ્રયાસથી આપણા એ જુના સાહીત્યને ડબલ લાભ એઓએ કરી આપ્યો છે, ને આપે છે. એક એ કે, તેથી "ખ્યાલ"ના ગુમ થઇ જતા શાયરી સાહીત્ય તથા અખાડાઓનો બચાવ થયો છે; અને બીજું એકે ખ્યાલના સાહીત્ય તથા અખાડાઓનું નામ જે કેટલાક ઉદ્ધત ખ્યાલીઓની નાદાનીથી વાયદું થયું હતું, તે હાલ રફતે રફતે બદલાઇને આબરૂ ઇજતમાં આવતું જાય છે. એતબાજી જેવી કવી આદીલની કવીતાઓ પણ વજનદાર, જમકદાર, તથા ગમત સાથ જ્ઞાંન આપનારી છે.

---

લોકપ્રીય માસીક ચોપાન્યું "પુરસદ" શું કહે છે?

જુલાઈ, ૧૯૧૬.

કવિ લેખક "આદીલ," જેમનું નામ આ કટારોમાં કશીજ રીતે નવું કે અજાણ્યું નથી તેવણે ફીરદોશી શાહનામાનું ભાષાંતર કરવાનું બીડું ઝડફેલું આ માસીકનાં વાંચનારાં સાહેબો યાદ કરી શકશે. એ રંગીન ગુજરાતી બએતોમાં રચેલાં નવાં શાહનામાંના બાહેર પડી ચુકેલા ૧લા ભાગનું અમારૂં વિવેચન ગયા નવેંબર માસના અંકમાં અમો પ્રગટ કરી ચુકયા છીએ, જ્યારે હાલમાં એજ ભાઇએ

પોતાનાં એ પુસ્તકનો બીજો ભાગ બાહેર પાડયો છે, અને અમને મોકળવામાં આવેલી તેની એક પ્રતની પોંહોંચ અત્રે ઘણાં માન સાથ સ્વિકારયે છીએ. આ બીજો ભાગ પણ ઉંચાં આર્ટપેપર પર છાપવામાં આવ્યો છે, અને ઘણી સુંદર કપડાંની બાંધણીથી તે સુશોભીત કરયો છે, જે હાલના લડાઇના ખાનાખરાબીભરેલા હીંગામમાં ખરેખરૂંજ મુશ્કેલી ભરયું કામ થઈ પડેલું હોવું જોઇએ. જાલીમ જોહાક જરમને આખી દુન્યામાં જે ત્રાસ વરતાવ્યો છે તેમાં છાપાને ઘણુંજ ખમવું પડયું છે, ને છાપાકળાને લગતી તમામ સામગ્રીઓ ખ્યાલ નહીં કરી શકયે એટલી બધી મોંઘી થવાથી આ કીસમનું એક પુસ્તક પરવરતાવવું એ કાંઈ સેહેલ કારજ પુરવાર થતું નથી. એટલા માટે ભાઈ રૂસતમ નોશીરવાન માસ્તર ("આદીલ") નો આ પ્રયાસ બેવડો નમુનેદાર સમજાવો ઘટે છે, અને તમામ જરથોસ્તી આલમે એમનાં પુસતકને બેવડી દીલસોઝીથી ઉત્તેજન ને આવકાર આપવાનું ઘણું સજાવાર થશે.

ફીરદોશી તુસીનાં ફારસી શાહનામાંનાં અત્યાર સુધીમાં અનેક ભાષાંતરો થયાં છે ને થાય છે, પણ આ રંગીન બએતબાજીનું ભાશાંતર કીરતીવંત નેઆગાનોની ઝલકતી કાર્કીર્દીનાં ખ્યાલ હાલની ઉઘરતી આલમમાં ઉલટ સાથ સચવાતી થવા કાજે વધતું ખેંચાણકારક પુરવાર થશે એમ માનવાને અમો કશો સંદેહ ધરાવતા નથી. બેશક, અમને ઉમીદ છે કે ધર્માભીમાની જરથોસતી કુટુંબો આ ભાગને પણ ઘણો માયાકુલ આશરો આપી વળી ત્રીજો ભાગ પ્રગટ કરવા ભાઈ આદીલને જોઇતો ઉમંગ જરૂર મેલવી આપશે, અને આ બીજા ભાગના સંબંધમાં જે જાહેર ખબર સરેસ્તાની

જગ્યાએ આ અંકમાં પ્રગટ થઈ છે તે ઉપર શોકીન વાંચનારાં સજ્જનોનું ધ્યાન ખેંચીનેજ હાલ તો અમો સંતોષ માનશું.

---

માસીક "નવરંગ" શું કહે છે?

જુન, ૧૯૧૭

શાયરાન શાયર ફીરદોશી તુસીના જગપ્રસિધ્ધ શાહાનામાના ભાષાંતરો અનેક રીતે ગુજરાતીમાં થયાં છે, અને તેમાં એક નવીન ઉમેરો જાણીતા કવી લેખક મી૦ આદીલના બએતબાજીમાં બહાર પાડેલા તરજુમાંથી થયો છે. મી૦ આદીલે એ એક ઘણું બીકટ તેમ રંજ અને ગંજનો જબરો ભોગ લેનારૂં કામ માંથે ઉથાવ્યું છે. સબબ ફારસી બયેતોનો જે તરજુમો તેજ મતલબમાં ને તેવીજ ધભછભમાં કરવો એ કંઈ સહેલું કામ નથી; છતાં એ ભાઇએ કેવલ પશંસા પાત્ર ફતેહ તેમ કરવામાં મેળવી છે, જે એ ભાઈ માટે મુબારકબાદી લેવા જોગ છે.

પેહેલાં બે વૉલ્યુંમોમાં ૪૪૦૦ બએતોનો સમાવેશ કરવામાં આવ્યો છે; અને પેશદાદી વંશનો ૧ લો પાદશાહ ગયોમર્દથી પાદશાહ મીનોચેહેરના મરણ સુધીનો તુલોતવીલ હેવાલ અસલ બયેતબાઝીની ઝમક તેમજ રસીકતા ઘણીજ બનતી સંભાલથી જાલવી રાખીને મી૦ આદીલે પોતાની કવીત્વ શકિતનો ઘણો ઉમદા ખ્યાલ આપણને આપ્યો છે.

મી૦ આદીલે માંથે ઉથાવેલાં આ મુશકેલ અને જરનો મોટો ભોગ લેનારાં તેમજ આપણી કોમની ઉધરતી અવલાદ માટે ભારે મહત્વ ધરાવનારાં આ કામની કદર આપણી કોમે ઘણીજ સુંદર રીતે બુજવી સજાવાર છે કે જેથી એ ભાઈ

ઉલત પકડી એના તમામ વૉલ્યુમો એકક પછી બહાર પાડ-
વાને જશવંત નીવડે.

---

માસિક "ઢોંગ-સોંગ" શું કહે છે?

મે, ૧૯૧૭

ફીરદોસીતુસીનાં શાહનામાના આ કવિ અભ્યાસી 'આદીલે' ગુજરાતી એબારતમાં આ વોલ્યુમ તૈયાર કરયું છે. ઘણા વખતનું હમારી ટેબલ પર આવી પડયું હતું અને આગલા વોલ્યુમનાં 'સેટ'નુંજ તઇયાર થયલું જોવામાં આવે છે. અલબતાં કવિતાઈ શકિતને આધારે એ તઇયાર થયલું છે અને એનાં સુંદર બેતોમાં ગુજરાતી જબાનનું જે તત્વ જોવામાં આવે છે તે વાંચનારાઓને ઝટ સમજમાં ઉતરી જાય એવી રસીલી એબારતમાં બનાવેલું છે.

આ પુસ્તકમાં બે હજાર બસો બયતોનો સમાવેશ થયલો જોવામાં આવે છે. અને એનાં છેલ્લાં દાસતાનમા મીનોચેહેર પોતાના બેટાને નશીહતનાં સખુનો કહી સંભળાવે છે તે ઘણું અસરકારક છે, જે પછી મીનોચેહેરનું મરણ નીપજે છેઅને હયાં આ બીજુ વોલ્યુમ તમામ થાય છે. કવિ આદીલના શાહનામાંનું ત્રીજુ વોલ્યમ હાલે છપાય છે અને તે થોડા વખતમાં બાહેર પડશે. આ અને બીજા વોલ્યુમોને શેઠ, હોરમજી દીનશા એડનવાલાનો [illegible] સારો ટેકો જોવામાં આવે છે જે ઘણું ખુશી થવા [illegible] છે.

કોમના શેઠીયાઓમાંથી સેંકડે પચીસ ટકા સાહીત્યને ઉતેજન આપતા હોય તો આપણી કોમમાં એકકા એવા લેખક બીરાદરો પડેલા છે કે જેઓ પોતાના પુરાં જ્ઞાનથી રોશનીનો પ્રકાશ આ દુનયાની ધર્તી ઉપર ઘણો પાંથરતાં જાય.